## આ જ લેખકનાં

રામસંહિતા—બે વિભાગ

સ્મૃતિભ્રંશ અથવા શાપિત શકુન્તલા

ચન્દ્રહ્રત

અભિમન્યુ

ફૂલદોલ

• હવે પછી •

કુરુક્ષેત્ર

વિવેચનો

# આરાધના


મનસુખલાલ ઝવેરી


નવ ઉજાળી શકે ક્ષણ એક આ
સકલ જીવનની ઘન કાલિમા?

— મારો જીવન ધ્રુવ —
“પ્રેમ અને ત્યાગ”


પ્રકાશક:
આર. આર. શેઠની કંપની • પ્રિન્સેસ સ્ટ્રીટ • મુંબઈ–૨

સર્વ હક્ક કર્ત્તાને સ્વાધીન

આ સંગ્રહમાંનાં કાવ્યોનો કોઈપણ પ્રકારે ઉપયોગ
કરવા પહેલાં કર્તાની સંમતિ મેળવવી જરુરની છે.

સાહિત્ય
891.33
કરીમ
(આરા)

32669

રુપિયા ૩૭/-



32669

પહેલી આવૃત્તિ ૧૧૫૦ : આસો ૧૯૯૫
મુદ્રક : કસ્તુરચંદ છગનલાલ શાહ : શ્રી લક્ષ્મી પ્રિન્ટિંગ પ્રેસ
રાવપુરા : વડોદરા. તા. ૮-૧૧-૩૯

ડૉક્ટર પ્રાણજીવનદાસ મ. મહેતાને

· એ હૈયે માટે મગન નવ સૌજન્યમૂર્તિ ·

# પ્રસ્તાવના

ઇ. સ. ૧૯૩૩માં "ફૂલદોલ" બહાર પડયું ત્યાર પછી આજ ૭ વર્ષે ગૂજરાતની સહૃદય જનતા સમક્ષ ફરીથી ઊભવાનું સદ્‌ભાગ્ય મને મળે છે. પણ ગૂજરાતની રસિકતા અને સહૃદયતા પાસે મારું આ અર્પણ ધરવાને ઊભા રહેતાં, આજે પણ હૃદયમાં એક પ્રશ્ન સ્ફુરી રહે છે:

લહરિ એક આજે વળી
સમર્પી મુજ હું રહું તવ પદે અને ન્યહાળતો
અતીવ થઇ દીન હું તુજ ભણી: તું સ્વીકારશે?

પણ એ પ્રશ્નમાં અશ્રદ્ધાની વ્યાકુલતા કે પરિચયહીનતાનું ઔત્સુક્ય નથી. મને ખબર છે કે ગૂજરાતના નિષ્ણાત વિવેચકોએ અને સાહિત્ય-રસિકોએ પોતાની દૃષ્ટિનાં અમી મારાં કાવ્યો તરફ વહાવ્યાં છે. ગૂજ-રાતની સહૃદય—અને તેથી જ પ્રમાણભૂત—યુવાન જનતાએ, આ કાવ્યો છૂટાં છવાયાં પ્રગટ થતાં હતાં ત્યારનાં, હરખભેર સત્કાર્યાં છે. વિદ્વાન્ સંપાદકોએ આમાંનાં કેટલાંક કાવ્યોને પોતાના બહુમૂલ્ય સંગ્રહોમાં લીધાં છે; અને પ્રતિષ્ઠિત શિક્ષણશાસ્ત્રીઓએ પણ પોતાના શાળોપયોગી સંગ્રહોમાં આમાંનાં કેટલાંક કાવ્યો લઇને એનું ગૌરવ કર્યું છે. આમ ગૂજરાતની સદ્‌ભાવના આ કાવ્યો તરફ મૂળથી જ વહી રહી હોય ત્યાં અશ્રદ્ધા રાખીને એની ગુણલક્ષી દૃષ્ટિને હું અન્યાય તો કેમ જ કરું? તેમ જ "સ્મૃતિભ્રંશ"ને સત્કારનાર, "ચંદ્રદૂત"ને અપનાવનાર અને "અભિમન્યુ"

અને " ફૂલદોલ "ને પોતાનાં ગણનાર માયા અને મમતાભર્યા ગૂજરાતની પાસે, આટઆટલા સુખદ અને ધન્ય પરિચય પછી પણ ઊભતાં હું ઔત્સુક્ય શાને ધરું ? મને તો " તું સ્વીકારશે ? " નો પ્રશ્ન ઉદ્‌ભવે છે માત્ર એ આર્દ્રભાવથી, જે આર્દ્રભાવ પ્રત્યેક પ્રભાતે પોતાના આરાધ્ય દેવની આરાધના કરતી વેળા ઉપાસકનું હૈયું ભરી રહે છે, ને જે આર્દ્રભાવ ચિરકલ્પિત ને નિશ્ચિત સદ્‌ભાગ્ય પણ ખરેખર સાંપડતાં મનુષ્યને જરા વિવશ કરી મૂકે છે.

બાકી ઈ. સ. ૧૯૨૮માં મારું " સ્મૃતિભ્રંશ " બહાર પડ્યું ત્યાર પછીના એક દસકામાં તો ગૂજરાતની રસિક વિદ્વત્તાએ મને પોતાના સદ્‌ભાવથી ભીંજવી દીધો છે. સ્વ. કેશવલાલભાઇ ધ્રુવ અને સુ. પ્રો. બળવંતરાય ઠાકોર, સુ. કૃષ્ણલાલભાઈ ઝવેરી અને શ્રી. હિમ્મતલાલ અંજારિયા, કવિવર ન્હાનાલાલ અને શ્રી. રામનારાયણ પાઠક, શ્રી. ઉમાશંકર જોશી અને પ્રો. ઉમેદભાઈ મણિયારઃ આ સહુ સજ્જનોએ મારી પ્રવૃત્તિમાં પ્રસંગોપાત્ત રસ લીધો છે અને પોતપોતાની સરળ અને નિખાલસ સૂચનાઓ આપીને મને પ્રોત્સાહન પણ આપ્યું છે.

મુરબ્બીઓ અને મિત્રોના એ સદ્‌ભાવથી પ્રેરાઇને જ હું આજે " આરાધના " ગૂજરાતની સહૃદયતા પાસે ધરી રહ્યો છું. અને ભાઇ હરિશ્ચન્દ્ર ભટ્ટના સહકાર વિના એ ધરવામાં વિલંબ થાત એથી વધારે આ સંગ્રહ વિશે બોલવાનો અધિકાર મારો નથી.

સંગ્રહ તૈયાર કરતી વેળા ઘણાંખરાં કાવ્યોમાં મેં સુધારા કર્યા છે. " બૂટ પાલીસ વાળાને " કે " ભૂકમ્પ " જેવા કોઈ કોઇ કાવ્યનું વક્તવ્ય પણ, આ રીતે, તદ્દન ફરી ગયું છે. છતાં કાવ્યને અન્તે રચ્યાતારીખ તો મૂળની જ આપી છે. કાવ્યો અમુક નિશ્ચિત ક્રમમાં ગોઠવીને આ સંગ્રહ આજથી સવા વર્ષ પહેલાં તૈયાર કરેલો. પણ કાવ્યો જેમ જેમ છપાતાં ગયાં તેમ તેમ પાછળથી બીજાં પણ થોડાં કાવ્યો ઉમેરી

લીધાં છે; ને તેને "પૂર્તિ"માં સમયાનુક્રમે છાપ્યાં છે.

"કુરુક્ષેત્ર"ના ત્રણ ખંડો–'યુદ્ધારમ્ભ,' 'અભિમન્યુ' અને 'અશ્વ-ત્થામા'—"ફૂલદોલ"માં સંગૃહીત થયેલા. ત્યાર પછી લખાયેલા ચાર ખંડો આ સંગ્રહમાં આવે છે. એમાંના પહેલા ત્રણ–'પહેલો દિવસ', 'બીજો દિવસ' અને 'ત્રીજો દિવસ'–"ફૂલદોલ"માંના 'યુદ્ધારમ્ભ'ના અનુસંધાનમાં વાંચવાની હું વાચકોને વિનંતિ કરું છું. 'યુદ્ધારમ્ભ' થી 'મહાપ્રસ્થાન' સુધીના પ્રસંગોને આ રીતે, અઢારે દિવસના બનાવોનો સાર આપીને સાંધી લેવાની મારી કલ્પના છે. એ કાર્ય પૂરું થશે ત્યારે સ્વતંત્ર પુસ્તક રૂપે બહાર પડશે. અત્યારે તો લખાયા છે તેટલા ખંડો જ અહીં સંગ્રહું છું.

કાવ્યો જે જે સામયિકમાં પ્રગટ થયાં છે તે તે સામયિકનો ઉલ્લેખ ટિપ્પણમાં કર્યો છે. પણ કેટલાંક સામયિકોના પ્રકાશનની મિતિ મને મળી નથી શકી. એટલે એ મિતિ કોઇની આપી નથી. મારાં આ કાવ્યોને પોતપોતાનાં સામયિકોમાં પ્રગટ કરનાર સહુ તંત્રી મહાશયોનો હું આ સ્થળે આભાર માનું છું.

અને આ સંગ્રહનું ટિપ્પણ લખી આપીને મારી મૂંઝવણ ઓછી કરનાર મારા સહાધ્યાયી અને સહૃદય મિત્ર ભૃગુરાય અંજારિયાનો આભાર હું કયા શબ્દોમાં માનું? એમણે કરેલું મિત્રકૃત્ય જ આભારના શિષ્ટા-ચારથી પર એવા અમારા સંબંધનું સૂચક છે.

રામનારાયણ રુઇયા કોલેજ,<br>માટુંગા: મુંબઇ નં. ૧૯<br>૬: ઓકટોબર: ૧૯૩૯

**મનસુખલાલ ઝવેરી**

# અનુક્રમણિકા

· કુરુક્ષેત્ર ·



· પૂર્તિ ·

# આરાધના

જયન્તભાઈ મે. પરમાર.

## એકરત્ના વસુંધરા

યુદ્ધનાં ક્લેશથી થાક્યું, ત્રાસ્યું ત્રિવિધ તાપથી,
માનવી હૈયું જે ઝંખી રહ્યું આત્મતણાં અમી,
તે તેને ન મળ્યાં મોંઘી સિદ્ધિનાં સંચયો વિશે,
કે મળ્યાં વિજયો કેરી વારુણિ કે વિલાસમાં.

સામ્રાજ્યો તણી હેલંતી લક્ષ્મી જે લાવી ના શકી,
વા ન લાવી શકી છોળો સિદ્ધિ સમૃદ્ધિની વડી,
તે મળ્યું એહને બાપુ! આપનાં કર્મ યોગમાં,
આપના દૃષ્ટિમાંગલ્યે પંથ એને મળ્યા નવા.

આપની વાણીમાં બાપુ! અમારું હૈયું બોલતું,
આપનાં પ્રાણમાં પુણ્ય રાષ્ટ્રચૈતન્ય સ્પંદતું,
આર્ય માનવ્યનો ભાવ આપમાં મૂર્ત તો બન્યો,
આપના જન્મથી બાપુ! જય જીવનનો થયો!

બહુરત્ના હશે પૂર્વે: દીસે ક્યારેક ભાવિમાં,
પરંતુ આજ તો દીસે એકરત્ના વસુંધરા.

○

(પૂ. શ્રી ગાંધી જયંતિ નાં જન્મભૂમિનાં તા. ૨/૧૦/૪૪ નાં
પ્રગટ થયેલ કર્તાની કૃતિ.)

# આરાધના

આરાધના શી વિધ તાહરી કરું ?
પૂજી શકું કેમ હું કંકુકેસરે
તને — પનોતાં પદપદ્મ જેહને
પ્રત્યૂષ કેરી સુરખી સદા રમે ?

તારી સુણે મંજુલ ઝાંઝરી ત્યાં
વિમુગ્ધ મારાં કરણો બની જતાં,
ને લીન સૌ થાય કૃતાર્થભાવમાં
ત્યાં શી વિધે હું પ્રણમી શકું ય વા ?

ને ઊર્મિઓ શબ્દ વિશે હું શી વિધે
શકું વહાવી, તવ નેત્રની જ્યાં
સ્પર્શે પ્રભા મોહક, શબ્દ મારા
શમી જતા સૌ સ્વયમેવ મૌનમાં ?

હું મૌન એ ધન્ય ધરી તને રહું,
આરાધના એ વિધ તાહરી કરું.

૨૩ : જુલાઇ : ૧૯૩૮

# કહી શકું

તને કયમ કહું સદા નિરખજે મને એકને ?
જહીં ઉપવને અનન્ત તુજ લ્હેરતાં ભાળું હું
અસંખ્ય વનપાદપો યુગયુગાન્તરોથી ઉભાં
ધરા–હૃદયમાં પ્રસારી નિજ મૂળ ઊંડાં, અને
સમસ્ત અવકાશને નિજ પ્રશાખથી આવરી; ૫
તહીં કયમ કહી શકું નિરખજે મને એકને ?

કહી કયમ શકું, યદા નિરખું છોડ હું કૂમળા
નિરંતર નિહાળી જે તુજ ભણી રહે, યાચતા
પ્રસન્ન સ્મિત તાહરું, પ્રણયબિન્દુ એકાદ ને
રહે તલસતા બધા પ્રગટવા કલા આત્મની, ૧૦
થતાં જ તુજ સ્પર્શ પ્રેમળ; તહીં શકું કેમ હું
કહી બસ મને જ તું નિરખજે સદા એકને ?

કહી શકું હું આટલું: કુસુમ હું ય ઉદ્યાનનું
અનન્ત તવ: ને રહું નિરખી હું ય તારા ભણી.

૨૩ : સપ્ટેમ્બર : ૧૯૩૬

# બજો વીણા મારી !

બજો વીણા મારી ! અનવરત પાછી અવ બજો !
બજીને સૂરોની રમઝટ બધે રમ્ય બહવો !
અને સંગીતેથી અભિનવલ કો સૃષ્ટિ સરજો !

બજો વીણા મારી ! શ્રવણ તુજ સંગીત કરવા
ભલે ન્હોયે શ્રોતા રસિક યદિ, વા હોય; પણ જ્યાં 5
બજ્યે જાવું તેમાં પરમ વસતો ધર્મ તુજ ત્યાં !

બજો વીણા મારી ! સ્વરહિત શાને પડી રહે,
યદા આ વિશ્વોનો પરમ બજવૈયો અડકતો
તને કાવ્યો કેરી મૃદુલ મૃદુલી અંગુલિ વડે ?

બજો વીણા મારી ! રણઝણ બજો આ પળ ગ્રહી, 10
યદા તેને સ્પર્શે લલિત રવ તુંથી પ્રગટતો;
અને ગાઢા ઘેરા રવથી પણ ત્યારે તું બજજે,
બજાવે એ જ્યારે સ્પરશ કરીને રુદ્ર કરથી.

બજો વીણા મારી ! સ્પરશ સ્પરશે સૂર પ્રગટી
રહો, જ્યાં સૂધી આ પરમ કર એનો સ્પરશતો. 15

૧ : સપ્ટેમ્બર : ૧૯૩૬

# થતું કુસુમને—

થતું કુસુમનેઃ 'ધરું કવણુને હું આ પાંખડી?"
—ધરાહૃદયમાં ચિરં સમય બીજ રૂપે રહી,
નસેનસ મહીં રસો વસુમતી તણા સંગ્રહી,
અનન્ત સ્વપનો તણી મૃદુલ સૃષ્ટિને સર્જતી,
થઈ પ્રગટ એકદા, પ્રથમ વાર જ્યાં પાંખડી, ૫
થતું કુસુમ મુગ્ધનેઃ "બહુવું કયાં કલા આત્મની?"

"ચ્હડી શિવશિરે કૃતાર્થ બનું સીકરે ગંગના?
સુણું હું અથવા કથા ઉરતણી નવોઢા તણાં,
રહી, ધડકતાં નવા અનુભવેથી હૈયાં પરે?
રમું સરળ હાથમાં શિશુતણા હું નિષ્પાપ વા ૧૦
રહી અંહિજ, માતની સરસ નીલ સાડી મહીં
બની રહું હું ફૂલડું, ઈતર પુષ્પની સાથમાં?"

ત્યાં તો સ્પર્શ્યે અધર અલિનો, ચિત્તના તાર તારે
ર્‌હેતાં ગુંજી રવ મધુર, શી ધન્યતા સૌગંધ્ય ધારે!

૨૪ : ઑગસ્ટ : ૧૯૩૭

# અજબ દયિતે !

તમે નો'તાં ત્યારે, નયન મુજ નો'તાં નિરખતાં
કશું યે કલ્યાણી ! તમ વિણ બધું નીરસ થતાં;
સુહાગી સૃષ્ટિની સમદ, શિવ, સૌન્દર્યલહરી
નચાવી નેત્રોને મુજ નહિ શકી વા નવ હરી.
તમે, કાં કે, એવાં હ્રુદય વસિયાં'તાં પ્રિયતમે ! ૫
ન કે નેત્રે બીજું કંઈ પણ તમારા વિણ રમે.

અને હો છો ત્યારે પણ ન નયનો કાંઇ નિરખે;
બધું, કાં કે, એનું ભવભવનું નિર્વાણ વિરમે
તમારા નેત્રો ને અધર વિકસાવન્ત સ્મિતમાં,
રુપાળી છાતીની ચડઉતર થાતી ધબકમાં. ૧૦
શશી, તારા, પુષ્પો, ધનુ ઘનનું, પ્રત્યૂષઃ સહુનાં
વસે જ્યાં સૌન્દર્યો હસમુખ તમારા વદનમાં.

તમે યે કેવાં છો અજબ દયિતે ! કે નયનમાં
અભાવે ને ભાવે પણ મુજ રમી એકજ રહ્યાં !

૧૨ : ઓક્ટોબર : ૧૯૩૮

# આજનું કૂજન

તેં આજને કૂજન શું ભર્યું કે
મારે ઉરે એ પલમાં વસી ગયું ?
અને હજી યે વિલસી તહીં રહ્યું ?
એવું ભર્યું તેં તુજ કૂજને શું ?

વસન્તની મંગલ આરતી સમી ૫
મેં સાંભળી છે સ્વરધાર તાહરી,
ને સાંભળી છે પ્રિયસંગ તારી
પ્રશ્નોત્તરોની અથવા નકામી
અખંડ વાતો તણી ધાર સૂરની;
ને ચૈત્રની ચાંદનીમાં તરન્તી, ૧૦
ઝીલી છ મેં કૂજનધાર તાહરી
અર્ધી નિશાએ, અધજાગતાં ઉરે.

છતાં ન તેમાં ય મને મળેલ તે,
અને રહ્યું જે ઉરથી અદીઠ તે
આજે મને સાંપડિયું અચિન્તવ્યું. ૧૫

તેં આજને કૂજન એ ભર્યું જ શું ?

આજે નથી માદક વાયુ માધનો,
પ્રદોષ વા શીતળ ચૈત્રનો નથી,
નથી વિલાસી ય વસન્ત આજ કૈં.

છતાં ય શા ઊમળકા વસી ગયા ૨૦
તારે ઉરે કે બળતા બપોરે
વૈશાખના તેં તુજ કાવ્ય રેલ્યું ?
ને કાવ્યમાં યે કહ્યું એવું તે શું
હજી ય કે અન્તર મારું ગુંજતું ?

વિષાદ તારા ઉરમાં વસેલ શું ૨૫
તેં ઠાલવ્યો ? વા રસલીનતાની
સુકોમળી કો પળ સાંભરી તને ?
કે માનવીના ઉર ખિન્ન માંહે
ઉત્સાહ કો નવ્ય જ પૂરવાને,
માધુર્ય તેં કૂજનમાં વહાવ્યાં ? ૩૦
વા તું નિરુદ્દેશ જ કૂજતી રહી ?

નથી, નથી એ તુજ ભેદ પામવા,
ઉકેલવા એ તુજ કોયડા નથી;
માધુર્યની અસ્ફુટ મુગ્ધતા આ
મારે નથી શું બસ, કે હું ગૂંથવા ૩૫
બેસી જઉં કોમળ કાવ્ય તાહરું ?
મારે નથી એ કરવી સમીક્ષા,
મીમાંસવું માર્દવ માહરે નથી.

હું આજનું કૂજન મુગ્ધ તારું
ભરી જ મારે ઉર સાચવીશ, કે ૪૦
ક્યારેક હું જીવનના બપોરે
બળી રહું અંદર બ્હાર ત્યારે
ઊઠે ઉરે એ મુજ, ને વસી રહે,
વસી રહે ને વિલસી તહીં રહે.

૨૮ : મે : ૧૯૩૫

# નયનનીર

ભગીરથ તણી ફળી યુગ યુગોની આરાધના,
અને અવતરી યદા પુનિત ધાર ગંગાતણી,
સમુદ્ધરણ કાજ પૂર્વજતણાં, ગયાં આથમી
તમિસ્ર ઘન ઘોર એક પુરુષાર્થની જ્યોતિમાં,
તદા નયનનીરની હરણધાર તેની સરી. ૫

પરંતુ સહસા જ એ સુતનુ ધારને રુંધતી
મહેશ્વર તણી તહીં જટિલતા જટાજૂટની;
અને નયનનીરની પલટી ધાર નૈરાશ્યમાં.

ઉમા તહીં હસી જરી, 'અવ જવા દિયોને પિયુ !'
કહી કર અડાડતાં; તહીં જ ધાર ગંગાતણી ૧૦
વહે, સ્મિત ધરી ઉરે શિવસતીતણાં શોભન.
ભગીરથ તણાં લસે નયનનીર ત્યાં હર્ષમાં.

સખી ! નયનનીર યે મુજ વિષાદઘેરાં કદા
જશે પલટી નીરમાં સતત એક આનન્દનાં ?

૨ : ડિસેમ્બર : ૧૯૩૪

## રમત આ ?

તને શું યે ક્હેવું પ્રણય ! તુજ હૂંફે હૃદય આ
બન્યું કૂણું કૂણું, રસ નવલ એમાં પ્રગટતાં,
અને હાવાં તેને દઈ દઈ જ આઘાત વસમા,
દળી નાખે : હૈયા સહ શું કદિ હોયે રમત આ ?

૨૪ : જુલાઇ : ૧૯૩૮

## નિશ્ચય આવજો

જગવિષાદ અમંગળ છાયને
નિજ પ્રસારી શકે નહિ જ્યાં કદી,
કટુકઠોર રવે નહિ યાતના
જઇ શકે જહીં, ફુલ્લ સરોજશાં
સ્મિતભર્યાં, જહીં કાંચનવેળુમાં ૫
સ્વપનકેરી મનોરથમૂર્તિઓ
પરમ મંગલ નિત્ય તમે ઘડો;
સ્વપનભોમ સુરેખ સુખે ભરી
અમર એ સુભગે! તમ નિત્ય હો!

જવ નિમીલિત નેણુ થકી તમે ૧૦
પરિમલો તમ કાનનપુષ્પના
સભર પ્રાશી રહો, તવ કોકિલા
વર વસન્તતણા મૃદુ બીન શી,
શ્રતિપુટે તમ, મંજુલ ગીતની
રમઝટો બહવી જ સદા રહો. ૧૫

સુભગ એ તમ હર્ષ, કૃતાર્થતા
તમ વિમુગ્ધ, અખંડ રહો સદા;
જગતની સ્મૃતિ કો કટુતા ભરી
તમ મનોરથની મૃદુ મુગ્ધતા,
સ્વપનની સુરણી, ઉરની કથા ૨૦
રસભરી, તમ ના કદિ લોપજો.

કહું છતાં ય, પ્રિયે? તમ માધવી
કદિક કાળ તણે કર જો ફસે,
જગતના ભરખે જડ દાહ જો
સ્વપનભોમ તણી તમ રમ્યતા, ૨૫
કદિક શોષ પડે તમ કંઠમાં,
પ્રિય! અહીં તવ નિશ્ચય આવજો.

અહીં વસન્ત નથી, નહિ ગીતની
મુદભરેલ સજીવન જાહ્નવી,
નહિ શિરીષ, ન ડોલર, માલતી, ૩૦
નહિ ગુલાબ તણી છ સલજ્જતા,
સજળ વા કમળો નહિ ઝીલવા
સ્મિત સુકોમળની તમ મુગ્ધતા;
અહીં નથી કંઇ કાવ્ય સમું ય વા.

તદપિ અન્તરને પડ ઊગતું ૩૫
ગહન એક ઠળે મુજ લોચને
અમર આંસુ; પ્રિયે! તમ કાજ જે
પ્રગટિયું, ટકિયું, ટકશે હજી.

રતન એ મજ રંકતણું, પદે
તમ ધરીશ, ભર્યે ઉર, હું તદા; ૪૦
શમવી એ શકશે તમ શોષ જો,
હૃદય મારું કૃતારથભાવમાં
થઈ વિમુગ્ધ, પદે તમ લોટશે.
પ્રગટતાં તવ જીવનધન્યતા
ઉઘડશે ફરી આતમની ઉષા. ૪૫

૨૮ : એપ્રિલ : ૧૯૩૫

32669

# ગાથા મૃદુ મૃદુ

મને પૂછ્યું એણે: 'જળ નયન તારે કયમ ઢળે?'
કહ્યું મેં ના એને કંઇપણ; રહ્યો માત્ર નિરખી;
ઘડી ન્હાળ્યો એણે નખશિખ મને, ને ઉપહસી
ગયો એ તો ચાલ્યો, ઉપહસી રહ્યો હું ય નિરખી.

કહું હું એને શું? સતત જગકેરા અનુભવે ૫
થયેલા રીઢા એ ઉર શું કયમ મારું ઉર વસે?
નકામું ખોલું કાં બધિર ઉર પાસે હૃદરા હું?
નકામો વેરાને જહીંતહીં જ હું કેમ વિલપું?

અને એ શું જાણે? કયમ જ સમજી એ મુજ શકે
સ્વયંભૂ આંસુની ગહનતમ ગાથા મૃદુ મૃદુ? ૧૦
શકે એ શેં જાણી મુજ હૃદય કેરી ધબકને?
અધુરી આશાને? વિવશ ઉર કેરા સ્વપનને?

કહું શેં એને કે સદય પદ મારી પ્રિયતમા—
તણાં જ્યારે પાછાં કુમકુમભર્યાં આંહિં પળશે,
તદા આ આંસુ જો છવિ નયનની એની ધરશે, ૧૫
સરોજો તો એમાં સ્મિતસભર શીઘ્ર પ્રગટશે?

## ઝરણુ રસનું

છૂટાં પડયાં,
ને આથમી મનમહીં મનની મહેચ્છા,
પ્રત્યૂષનાં કિરણુ કોમળ ભાવનાનાં,
ને કૉડ સૌ સુખભર્યાં સહચાર કેરા,
જગતને જડ તેજ ડૂબ્યા. ૫

ડૂબી ગઇ,
રે! લુપ્ત એ અવ થઇ શશિલેખ શીળી,
આશા તણી રવિતણા કરથી કઠોર;
સીઝી રહે હૃદય રંક નિરાશયે આ,
વિલપતું વન નિર્જનોમાં. ૧૦

ને ન્હાળવી
હાવાં રહી નયનને વિધિવક્રતા, ને
સ્હેવા રહ્યા દુસહ દુઃખદવો અખંડ;
ગાવાં રહ્યાં કરુણુ કેવળ આર્ત્તિગીતો,
હૃદયને દળવું હવે તો. ૧૫

ત્યારે સખી!
પ્રાલેય એ અનલમાં થઇ ભસ્મ જાશે,
નિર્દમ્ભ, મુક્ત ઉર આ કવિનું રસીલું;

ને ભસ્મથી પ્રગટશે ઉર કોઇ બીજું,
જગતની જડતા ભરેલું. ૨૦

ત્યારે તારાં સહૃદય નયનો બિન્દુ બે સારશે તો,
પાછું હૈયે ઝરણુ રસનું શીઘ્ર થાશે સજીવ.

૩૦ : સપ્ટેમ્બર : ૧૯૩૪

# તમે ગયાં ?

તમે ગયાં ?
ને ના ફરી કદિ તમે અંહિ આવવાનાં ?
ના શું ફરી તમ સ્મિતે અજવાળવાનાં
અન્ધાર આ હૃદયના ? કદિ ન'ાવવાનાં ?

ના આવશો; ૫
ના આવશો, મન ન જો તમ માનતું, ને
પ્રેરે ન ઊર્મિ રસની ઉરને તમારા;
ના આવશો પ્રિયતમે ! અંહિયાં પરાણે;
માને ન મારું મન યે કદિ દંભ એવે.

ક્યારે ય હું નહિ મથું તમ ખેંચવાને ૧૦
હૈયા તણા પ્રવહને મુજ મેર, કે ના
ઝૂરીશ લેશ પણ, હું તમ દર્શ કાજે;
બાળીશ ના મુજ મનોરથ માધવી ને
હું વંધ્ય શોક તણી ઝાળ ભૂખાળવીમાં.

શેં હોમવાં અન્તરફૂલડાં ને ૧૫
જવાળા મહીં વ્યર્થ વિમાસણોની ?
કે કુંજની રમ્ય રસાર્દ્રતામાં
વહાવવાં ખિન્ન કશેં હલાહલો ?

ભલું નહિ જ એથી શું પરમ ભવ્ય તાટસ્થ્ય કો,
જહીં ન કદિ વંચના વિષભરેલ વ્યાપી શકે? ૨૦
ન ઘાત પ્રતિઘાતનાં તુમુલ દ્વંદ્વ જેમાં મચે?
પ્રસન્ન ઉરની ન જ્યાં કદિ ય સ્વસ્થતા ઓસરે?

અને છતાં મંગળ આશતારિકા
ઝગી રહે જ્યાં નિજ તેજ પાથરી;
સીંચાઇ નિત્યે સ્મૃતિનાં અમીથી ૨૫
સજીવ જ્યાં રૂહે નિત પ્રાણમંજરી.

એવાં અમ્રતથી હું યે સાચવી આશવલ્લરી,
તમ કાજ સદા મારું હૈયું રાખીશ શુદ્ધ હું;

કે જ્યારે યે તમ પદ વળે તે ભણી, તે ઘડી આ
હૈયું મારું નિજ સરળતા પાથરી મુગ્ધ ભાવે, ૩૦
ઝીલી રૂહે, માનિની ઓ! તમ ચરણતણાં કુંકુમો કેરું કાવ્ય.

૧ : સપ્ટેમ્બર : ૧૯૩૬

# સ્વપ્નસરોવરે

સરોવર તણાં તીરે સોહાગી વનદેવતા,
પીગળી પડતી જાણે વેણુનાદે વસન્તના.
પતંગ ત્યાં તોરણ તેજ કેરાં
મેંદી તણે સૌરભસૂત્ર ગૂંથે,
ને પૂરતી સ્વસ્તિક ચંદ્રિકાના ૫
ઉલ્લાસઘેલી મૃદુ માધવ શ્રી.

ત્યાં ભૃંગના ગુંજનના સતારે
તરંગ ધીમે નિજ તાલ આપે,
ધીમે તહીં કોકિલ મત્ત કોઇ
કૂજી રહી પંચમસૂર રેલે. ૧૦

પ્રફુલ્લ ત્યાં પુષ્પ તણા પરાગે
પ્રમત્ત ધીમે પદ વાયુ આવે,
ને મુગ્ધ મીઠી સરપોયણીને
અચિંતવી વક્ષ વિષે સમાવે.

ધીમેથી એની ઉરપાંખડીને ૧૫
ખોલી, ભરીને સ્મિત નેણ એને,
મૂંઝાવતો ચશ્વશ ચુમ્બનોથી
રીઝાવતો ચાટુશતે પ્રિયાને.

અનીશ એનાં અભિરામ અંગે,
રોમાંચ કેરી લહરી પધારે, ૨૦

ઉત્કમ્પ પામે મૃદુ મુગ્ધતા ને
બીજી પળે એ રસલીન થાયે.

ઘેરી વળે કો મધુમોહ એને,
ઢળી પડે લોચન લોલ એનાં,
ધરે અનોખી રમણીયતા એ ૨૫
ઘડેલ જાણે સ્મરનાં સ્મિતેથી.

ઢળી પડે એ સરસેજ માંહે
બીછાવી જ્યાં ચાદર ચાંદનીની,
ગૂંથી દીધાં તારક–ચન્દ્ર કેરાં
સહસ્ર જ્યાં સૌરભપૂર્ણ પુષ્પો. ૩૦

નિષેધની નિર્બળ ઉક્તિઓ સૌ
સિત્કારના સૂર વિષે સમાય;
ને એ ભળી કૂજનધાર માંહે
વસન્તના વેણુરવે લપાય.



વિલોકતી લોલ વિલાસલીલા ૩૫
બેઠી હતી હું સરતીર ત્યારે,
ન જાણ્યું શેણે પણ પાંપણે ત્યાં
ઢળી રહ્યાં બે જળબિન્દુ મારે.

ભરી ભરીને ઉર બંસરીમાં,
લસી રહ્યો'તો રસરાજ મત્ત, ૪૦
મારે ઉરે તેમ લસી રહ્યા'તા—
નહીં કહું—જાવ, લસ્યું ન કોઈ!

કુમાશથી ત્યાં કર બે અચિન્ત્યા,
દાબી રહ્યા લોચન આર્દ્ર મારાં;
રોમાંચ મારે તન પાંગરેલાં ૪૫
એ પારખી સ્પર્શ ગયાં ઘડીમાં.

'જાણી ગઈ હું તમને, રહોને,'
લવી રહી; ને નિરખી રહી હું
નિર્વાણને નેણ તણા, સુધાને
સંતપ્ત આ એકલ ચિત્તકેરી. ૫૦

રણત્ઝણી ત્યાં ઉરતાર મારા
રહ્યા તમારા પદને રવેથી,
વસન્તની મૂર્ત વિલાસશોભા
જેની અધીરી ગતિમાં વસી'તી.

સ્મિતો સજીને અધરે અનોખાં ૫૫
ઊભા તમે પ્રીતમ શી છટાથી!
શૃંગારનાં કામણમોહનો સૌ
વસ્યાં તમારી ચખએલડીમાં.

સમીપ ઊભા પ્રિય, તો ય હૈયું
અનીશ છાંડે નિજ મૌગ્ધ્યને ના; ૬૦
સર્યું નહિ સ્વાગતવેણ એક,
સ્ફુરી ય કે ના સ્મિતરેખ આછી.

નિવારવા ક્ષોભ મથી રહી ત્યાં,
ભીડી જ દીધી ભુજપિઞ્જરે ને
વૈયાત્યથી માર્દવ અંગ કેરું ૬૫
મર્દી રહ્યા મોહન, મારું કેવું!

સમાધિમાં વિકલ્પતા સરે ને
સૌભાગ્યભાવે વિરમે વ્યથાઓ,
આનન્દની એક જ રેખ જેવાં
બની જતાં ગાત્ર અચેત મારાં. ૭૦

ને મૌગ્ધ્યની કૂંપળ કોમળી શા
ખીલેલ મારા અધરે તમારી
જડી તમે ચુમ્બનમ્હોર દીધી,
ઉન્મત્ત કોઇ અલિદંશ જેવી.

'ઉંહૂ, ખસોની, ક્યમ આમ—'મારી ૭૫
જીભે સ્ફુરે કૈં પ્રતિષેધવાક્યો;
પરંતુ આ શું ? સહુ એ સરે ક્યાં?
દુર્દૈવ મારાં ! જડ જાગૃતિ રે !



એ પૂર્ણિમા : એ પ્રિયસ્પર્શ : ને એ
અનન્ય આનન્દ તણી સમાધિ; ૮૦
નિસર્ગનાં લાસ વિલાસ કેરાં,
છો આથમ્યાં જાગૃતિનાં તમિસ્રે.

છતાં ય એ અંકનરેખ ચારુ
હજી ય મારા અધરે રમે છે,
ને ન્હાળું તેને તવ પાંગરે છે ૮૫
હજી ય રોમાવલિ અંગ મારે.

# હસે તો—

હસે તો તું એવું સુભગ હસજે કે પ્રિયતમે !
નિરાશાનાં ઘેરાં ઘનદળ ઝઝૂમી મુજ ઉરે
રહ્યાં તે યે તારી ચપળ વિજળીની ચમકથી
દ્રવી જાયે, ભારી ભભક ધરી, મીઠાં રુદનમાં.

ભલે ને, ન્હે તો એ ઘનદળ રહે ઘેરી ઉરને, ૫
અને સોસે ખારા કલહ, કપટ, દ્વેષ જગના;
પરે એની જ્યારે થર પર થરો ગાઢ ચઢશે,
અને જ્યારે એનો અસહ બનશે ભાર, તવ એ
દ્રવી જાતે જાશે વિશદ જળમાંહે ઘનઘટા.

દ્રવે ના, ને એના વિષમ ભર નીચે હ્રદય જો ૧૦
કદી છૂંદાશે તો પણ ન કશું ખોટું હું ગણુતો,
થશે, કાં કે, તો યે ઉર વધુ વિશાળું ઉલટું, એ.

૨૮ : મે : ૧૯૩૫

# સ્વપ્ન મારાં

હજી શ્રદ્ધા મારી, કદિક તુજ પાછાં ઝણકશે
પ્રતાપી પાદોના મધુર રવથી નૂપુર, અને
ફરી ત્યારે મારું થનગન થતું મુગ્ધ ઉર આ,
રહેશે લેટી એ સુરભિમહીં તારા ચરણની.

હજી શ્રદ્ધા મારી, ક્વચિદપિ ફરીથી પમરશે, ૫
ઝિહલાયેલાં મારાં સ્વપન જગનાં તેજ જડથી,
અને ત્યારે પાછા મઘમઘ થતા આ હૃદયમાં,
વસન્તી વીણાના સ્વર તુજ સખી ! સ્પન્દિત થશે.

હજી શ્રદ્ધા મારી, પુનરપિ ભરેલી જળ થકી
અધીરી આંખો આ સમદ તુજ શોભા નિરખશે; ૧૦
અને અંગાંગો આ પુલકિત બનીને અનુભવી
રહેશે કલ્યાણી ! સ્પરશ તુજ સંજીવક કદી.

હજી શ્રદ્ધા મારી, સુરભિભર ઉચ્છ્વાસ મુજ એ
ફરીથી ગૂંથાશે મધુમધુર શ્વાસે તુજ કદી,
યદા ડ્હોળાયેલાં હૃદયજળ આ સ્વચ્છ બનશે, ૧૫
અને તેમાં ઘેરી છવિ નભની ગંભીર વસશે.



ન શાને ચાહું હું તુજ નયનના નેહ મધુરા ?
ઉવેખું હું શાને સરળ શુચિ તારી સ્મિતસુધા ?

ગમે ના એ તારાં વિલસન સુહાગી કયમ મને?
મળે બીજે કયાં એ શરણુ મુજ સંતપ્ત ઉરને? ૨૦

સખી! એ કાજે ને નયનમહીં તારા વિલસવા,
ઉવેખી દીધાં મેં પ્રિયજન બધાં યે જગતના;
અને તારા રાગે રસભર થયાં બદ્ધ ઉરથી
પડાયો ના એકે સ્વજનરવનો મન્દ પડઘો.

ક્ષમા! તો યે હાવાં વિનવું દયિતે! આ સ્થળ મહીં ૨૫
પધારીને તારાં ચરણુ નહિ આજે ખરડજે;
અહીં કાંટે કાંટે કુટિલ અવ તારી મૃદુલતા
ઘવાશે ને મોંઘો કલુષિત થશે રાગ પદનો.

અહીં કૂંળાં મારાં કુસુમ કરમાઇ અવ ગયાં,
અહીં હાવાં મારાં પરભૃત તણાં ગાન વિરમ્યાં; ૩૦
શમ્યા સૂરો મીઠા મલયજ અહીં વેણુધરના,
ઉલૂકો આજે તો અભય બની આહીં અથડતાં.



તદા તારે સ્પર્શે નયન મુજ સ્વપ્નો છલબલ્યાં
નવાં, ને દૈવી કો ઇતર જગ મારું ગૃહ બન્યું;
લસ્યાં રોમાંચેથી મુદભર બધાં ગાત્ર મુજ ને ૩૫
અમીસ્રોતો મોંઘા ધસમસ ધસ્યા યૌવન તણા.

તદા તારે સ્પર્શે યુગયુગ તણાં હાસ્ય ઉરનાં
શમ્યાં, મોંઘો મારે ઝળહળ થયો જ્યોતિ નયને;
સમીપે નેત્રોની નવલ પથ મારે ઉઘડિયા,
પ્રકાશે ને મીઠે પરિમલ ભર્યા નિત્યનિત જે. ૪૦

અને એ સ્પર્શેથી જીવનજળ થંભેલ મુજ સૌ
વહી ચાલ્યાં વેગે જલધિસમ તારી દ્યુતિભણી;
હણુન્તો હૈયાને સકળ મુજ ઓથાર ઊતર્યો,
અને બન્ધો તૂટ્યા પ્રબળ જગ કેરા જટિલ સૌ.

પછી હૈયે મારે કટુમધુર વાક્યો ન જગનાં ૪૫
વસ્યાં લેશે; સ્ફુર્યું સ્મિત ન જગકેરાં સ્મિતથકી;
દ્રવ્યું વા ના આંસું નયનજળ ન્હાળી જગતનાં,
છકેલો જાણીને જગજન વદ્યા "ન્હોય અમ આ."



કોણે છૂંદ્યાં કઠિન કરથી કોમળાં સ્વપ્ન મારાં?
ને નેણોના તિમિરપડદે આવરી તેજ લીધાં? ૫૦
કોણે મારાં કરણકરણે જાડ્ય ઝેરી વહાવ્યાં?
અંગાંગોમાં પુલકિત થતા પ્રાણને શોષી લીધા?

તોડી નાખી મૃદુલ મુજ હૈયાતણી બંસી કોણે?
ને આશાની અમર ઝરણી સૂસવી ફૂંકવાટે?
ઊર્મિ કેરે ઝરણ જબરા થાપી દીધા હિમાદ્રિ?
પીંખી વીંખી સકળ મુજ એ ચારુ કોણે ઉરશ્રી? ૫૫

આંબા ડાળે, મઘમઘ થતી મંજરી માથ બેસી,
વાતો'તો જ્યાં સભર ઉરથી વેણુ વાયુ રસાળ;
ને તેમાં હું કવન કુમળાં ગર્વથી ગૂંથી મારાં,
દેવી કેરી પ્રણયપ્રભુતાને ગજાવી રહ્યો'તો, ૬૦
ત્યારે કોણે અરવ પગલે આવીને, નેણ મારે
આંજી દેઈ કંઈક, મુજને ઘારણે ઘોર ફેંક્યો?

કે જાગીને વિકળ નયને નાખતો ધા ફરું છું:
'મારાં રે સ્વપ્ન! મારાં મધુર મધુર રે સ્વપ્ન! રે સ્વપ્ન મારાં!'

❧

પાતાળના સાત થરો ખણી ખણી, ૬૫
ફરી વળું રોજ બધી કરાડમાં,
ને આભનું અન્તર વીંધનાર સૌ
શૃંગે ચડી ચહુ દિશે મુજ મીટ માંડું.

માણેકની ચાખડીએ ચડી, કળા
કેશે ગૂંથી કોમળ એક ચન્દ્રની, ૭૦
ગુલાબને ગર્ભ ઘડેલ, સોહતી,
પ્રત્યૂષનાં સ્મિત મહીં મુજ સ્વપ્ન શોધું.

સલજ્જ એ ગાલ વિષે ગુલાબના,
ને મુગ્ધ હાસ્યે મૃદુ ડોલરો તણા,
સુરેખ એ જૂઈ તણી છટા મહીં ૭૫
શોધી વળું સ્વપનને મુજ ન્હાવરો હું.

અધૂકડું સાગરસેજમાં ઢળી,
કાયા તણાં કુંકુમ વેરતી બધે,
મદાલસે મન્દ ઢળેલ પોપચે
સન્ધ્યા તણા સ્વપનને મુજ રોજ ઢૂંઢું. ૮૦

❧

નિશારાણી! શાને નયનજળ સારો છ અમથાં?
નકામી કાં રેલો તમ હૃદયની પુણ્ય કરુણા?

બળે ઘાવો મારા અધિકતર એથી ન શમતાં,
વ્યથા વાધે મારી શતગુણ જળેથી સદય આ.

રહો છો શું ન્હાળી અનિમિષ દૃગેથી ઉડુગણો! ૮૫
પ્રિયાના તાંબૂલે અધિકતર રાતા અધરની
નથી એ મુદ્રા, કે નહિ જ મદમાતી તરુણીના
પદોનો મેં ધાર્યો મુજ ઉર પરે રમ્ય અળતો.

ગયો રાજાજીને ઉપવન નિશીથે અવશ હું,
તહીં દીઠું આંસુ ડળતું મૃદુ મન્દારનયને; ૯૦
સર્યું ત્યાં તો મારે નયન પણ આંસું, ઉભય એ
મળી આલિંગ્યાં ને ચરણ મુજ થંભી તહીં ગયાં.

તહીં પૂછ્યું કોકે, "ક્યમ અંહી ભમે?" વજ્રવચને,
કહ્યું, "સ્વપ્નો મારાં"-"ખસ,"-પણ ન મારા પદ હલ્યા;
"દિસે ગાંડો"–ને ત્યાં શતશત પડ્યા દંડ મુજપે, ૯૫
અને "સ્વપ્નો મારાં" રટી રહ્યું નિશીથે શતમુખે.

❧

હજી શ્રદ્ધા મારી, ક્વચિદપિ ફરીથી પમરશે
ન્હિલાયેલાં મારાં સ્વપન જગનાં તેજ જડથી;
ફરી ત્યારે મારે ઉપવન મધુશ્રી વિહરશે,
અને સૌભાગ્યે આ હૃદય મુજ ત્યારે લહરશે. ૧૦૦

૧ : નવેમ્બર : ૧૯૩૪

# રહો તહીં જ

રહો તહીં જ સુન્દરી ! મુજ નજીક ના આવશો;
રહો તહીં જ ને મને નયન બે ય મારાં ભરી
ભરી નિરખવા દિયો મૃદુલ વેલ લાવણ્યની;
વિશુદ્ધ તમ સુન્દરી! ઉછળતી ઉરે મુગ્ધતા,
કરે, ચરણ, રોમમાં વિલસતી તમારી પ્રભા, ૫
મને નિરખવા દિયો નયન બે ય મારાં ભરી.

ન જાણું કયમ માહરું હૃદય કમ્પતું લાવતાં
નજીક તમને, અને અતિશ ધન્યભાવે ઢળ્યાં
વિમુગ્ધ તમ નેત્રમાંહિ મુજ નેત્રને રોપતાં.
નથી હૃદય ચાલતું મુજ સુગાઢ આશ્લેષમાં ૧૦
સુકોમળ સમાવતાં સમદ સૌ તમારી છટા.
નથી અધરપલ્લવે ભ્રમર જેમ ગુંજી રહી,
કૃતાર્થ બનવું; નથી પ્રિય જરી ય ઓછાં તમે
પ્રિયે! હૃદયને, છતાં વિનવું ત્યાં જ રહો સુન્દરી !

હતો ઉપવને હું કાલ તમ રાહને ન્યાળતો, ૧૫
તદા નિરખ્યું મેં ગુલાબ તમ શું જ ઉત્ફુલ્લ કો,
વસન્તમય વેષમાં તમ સમાન એ લાડતું,
અને તમ સમાં સ્મિતે સુતનુ છોડપે સોહતું,
સમસ્ત સુકુમારતા તમ ધરી રહી અંગમાં,
રહ્યું વહવતું બધે સરસ ગન્ધ ઉચ્છ્વાસની. ૨૦

વિલુબ્ધ તહીં હું સમીપ વિચર્યો; અને પ્રાશતાં
સુવાસ શુચિ એહની ઉર અધીરથી, માહરાં
નિમીલિત થઇ ગયાં નયન, ને ગળી ત્યાં ગઇ
બધી ય મુજ વૃત્તિઓ અમળ એક આનન્દમાં.
અચાનક જ ત્યાં ગયાં નયન ઊઘડી માહરાં 25
અને કુસુમ રમ્ય કેરી સુકુમાર સૌ પાંખડી
જતી વણસી મેં લહી મુજ કરે રહ્યા સ્વેદથી,
અને ખરી પડન્ત એ નિરખી ધૂસરી ધૂળમાં.
થઇ મુજ કરે ગઈ મલિન એ પનોતી પ્રભા.

સુવાસ, શુભ વર્ણ કે સુરખિ રમ્ય તેનું કશું 30
રહ્યું ન; રહ્યું એકલું મુજ કરેથી ચૂંથાયલું
અહીં તહીં ખરી પડેલ મૃદુ અંગમાધુર્ય એ.
પદે લથડતે, ઉરે વિવશ ત્યાંથી હું ન્હાસિયો.

નજીક નહિ આવશો, પ્રિયતમે! રહો ત્યાં જ કે
ભરી નયન બે ય હું તમ વિશુદ્ધ લાવણ્યની 35
અખંડ મૃદુતા તણા તટ પરે સદા યે વસી,
મમ સ્પરશથી અમી તમ કદી ય ડ્હોળ્યા વિના,
પ્રતિચ્છવિ સુરેખ ત્યાં મુજ સદૈવ ન્હાળી રહું,
અને કંઈ અધૂકડાં કવન ગુંજી મારાં રહું.

૭ : ડિસેમ્બર : ૧૯૩૪

# પૂછું તને ?

એકાન્તમાં એકલવાયું લાગતાં,
ભલે થયો તું બહુમાં વિભક્ત;
સર્જી ભલે તેં રસરૂપરંગે
ભરી ભરી, ચિત્રવિચિત્ર સૃષ્ટિ.

સર્જી ભલે તેં જડ ને સજીવની ૫
અનન્ત લીલા તવ ખેલ કાજે;
અને હજી યે તવ એ કલાને
ભલે બહાવી જ રહી તું રાચે.

પરંતુ પૂછું હું ? તને બધાં આ
ઓછાં પડ્યાં ક્રીડનકો રસેભર્યાં ૧૦
કે તેં કર્યું સર્જન માનવીનું ?

ને માનવીને ઘડિયો; પછી યે
અધૂરું શું યે રહ્યું ’તું તને કે
તેં મૂક્યું તેમાં વળી હૈયું મીણનું ?

૨૪ : જુલાઈ : ૧૯૩૮

# કવિનું સ્મિત

'રહે મુરખ ! રાખ એ કવિપણાં; અમે જાણતાં
નિગૂઢ તુજ તત્ત્વ સૌ પ્રણયનાં ! બધો દંભ એ;
અસીમ અવકાશ આ સભર જો ભર્યો દીસતો
સ્વપ્રતિરવે; તહીં તુજ, કહે, ટકી શે શકે
અનન્ય સ્થિતિ કેવળ પ્રણયની ? ન એ સંભવે; ૫
સ્ફુરે હૃદય કેમ જો હૃદય અન્યનું ના સ્ફુરે ?
બધે જ વિલસી રહી પ્રબળ દ્વૈતની ભાવના,
તહીં ય નિરપેક્ષ એ પ્રણયની, કહે, વાત ક્યાં ?'

તહીં જલધિના ધસ્યા કર અધીર આલિંગવા
પ્રમત્ત સરિતા — અને જલધિને ઉરે ચાંદની ૧૦
ઢળી જ રહી ન્હાવરી — તરફડાટ કો તીવ્રથી
તહીં કુમુદિની બધું નિરખી દીન નેત્રે રહી.

નિગૂઢ ચમકી રહે કવિતણી તહીં આંખડી,
અબોલ વદને જરી સ્મિતકળી વળી ખીલતી.

૩૦ : નવેમ્બર : ૧૯૩૩

# કવિ

"નથી તું કવિ"–હા, ખરું કવિ નથી જ હું; ને મને
ગમે પણ નહિં થવું કવિ જરી ય; ના આવડે
મને કદિ ય, ભિન્ન ભિન્ન રુચિના જનો તોષતાં.

સુરમ્ય શબ્દો તણી સબળ સિદ્ધિ ના સાંપડી
મને કદિ ય, કે બઢી ન ભરતી કદી ભાવની ૫
અનેકવિધ છોળથી ઉછળતી ઉરે માહરા.
ન વા નયન સ્વસ્થ કે થળથળેથી સૌન્દર્યની
અનન્ત નિરખી શકે અવનવી છટા વિશ્વમાં.

મળેલ મુજને હતો શબ્દ એક ને ભાવના
હતી ય મળી એક: તે ઉભય દીધ મેં તો ધરી ૧૦
પદે પ્રણયને; અને નયન બે ય મારાં ઢળી
ગયાં પણ તહીં જ: તો કયમ જ મુગ્ધ મૂગાં ઉરે
સ્ફુરે વિવિધ ભાવની લલિત મંજુ શબ્દાવલિ?
અને કયમ થઇ શકું કવિ? ખરે, નથી હું કવિ.

૧: ફેબ્રુઆરી: ૧૯૩૬

# સજી દશા ?

કલાધર ! સજે છ તું પ્રભુની મૂર્તિ પાષાણથી,
સજી દશા મૂર્તિ તો પ્રભુતણી મને આ થકી ?
ગયો હૃદય શોધવા, તવ મળી મને વસ્તુ આ.

૭ : નવેમ્બર : ૧૯૩૬

# તમે જ

તમે જ તમ હાથથી ગુપત ગંગનો માહરા
પ્રવાહ પ્રગટાવિયો ઉર વિષે; અને નેણથી
અમીમય કર્યો તમે જ; થઈ પુષ્ટ એ ત્યારથી
વહ્યો મનુજમંડપે, જડ સજીવની સૃષ્ટિમાં.

અનેક ઉરધારને નિજ ઉરે ધરી, વેગથી ૫
છલોછલ વહી રહ્યા પ્રવહ એઃ બન્યો આખરે
મહાનદ સજીવ ને સબળ કોઇઃ ને વિશ્વમાં
કરી પ્રગટ એ રહ્યો પ્રણયના ચમત્કારને.

અને અવ તમે જ કેમ રચી બન્ધ ઇર્ષ્યાતણા
પ્રવાહ તમ એકના જ ઉરમાં મથો રુંધવા? ૧૦
રહ્યો ન અવ આપણો પ્રવહ એ : થયો ક્યારનો
સમસ્ત જગનો; ન બન્ધ કદિ વેગ એ સાંખશે.

ભલેને તો હાવાં ચહુ દિશ પખાળે પ્રવહ એ;
અને એ રીતે યે સભર તમ હૈયે ય વહશે.

૧૪ : માર્ચ : ૧૯૩૬

# વિફળ મળવું

હતે તારામાં તો, વિવશ ઉર મારું તુજ પદે
રહીને બંધાઈ, તુજ નયનમાં નિત્ય રમતે;
અને ત્યાં સ્વચ્છંદે કવન ઉભરાતે નિતનવાં,
દયા ને ઐશ્વર્ય, પ્રણય, અયિ ! તારો ગજવતાં.

હતે તારામાં તો, સ્પરશ મૃદુ તારો અનુભવી, ૫
પ્રફુલ્લી એ રહેતે દિશદિશ મહીં સૌરભ ભરી;
અને એ ગન્ધેથી ઉરની તુજ મૂર્ચ્છા ઉતરતાં,
તને યે દેખાતે દરસ નવલાં કો જગતનાં.

હતે તારામાં તો–પણ ન તુજ પાસે કહિ હતું
મને જોતું'તું તે; વરસવું હતું તે વરસીને ૧૦
થયું હૈયું ખાલી, જળથળ કશું ના મુજ લહી.

ન'તી તારે હૈયે મૃદુલ ફૂલ કેરી સરળતા,
ન પાત્રાપાત્રોની સમજણ કશી યે મુજ ઉરે;
–મળ્યાં એ બન્ને; ને વિફળ મળવું આપણું થયું!

૧૩ : મે : ૧૯૩૫

# ભૂલી જાવા

હતો તું ત્યારે, ના હૃદય મુજ જાણી પણ શક્યું,
અનોખી શી તારી અનુભવી રહ્યું'તું અસર એ;
મને તો થાતું'તું, વય તરુણમાં શૈશવ તણી
બધી છાયા જેવી અદૃશ બનશે છાય તુજ યે.

અને થાતું'તું કે સુખદ સ્મરણો સૌ સ્વજનનાં, ૫
સખીનાં, સ્નેહીનાં, પરિચિત વળી સર્વ જનનાં;
બધાં યે ભૂંસાયાં, કઠિન પદઘાતે સમયના,
વિધે તે, ભૂંસાશે સ્મરણ પણ તારાં ય કટુ આ.

ગયો તું; ને તારી દુખદ છવિને હું વિસરવા
મથ્યો, ત્યારે ભાંગી મુજ ઉર તણી એહ ભ્રમણા, ૧૦
હતો તું ત્યારે ના કદિ પણ હતું કલ્પ્યું હૃદયે

ઠસ્યો છે એવો તું દુખદ સ્મૃતિથી આજ હૈયે જ મારે.
તને ભૂલી જાવા સતત મથતો; ભૂલવાને ય તો યે
પડે છે મારે તો તુજ સ્મરણને બાઝી રહેવું સદા યે.

૧૦ : ઑક્ટોબર : ૧૯૩૬

# તો ?

તને નયન હોત જો મુજ, અને હતે ન્હાળ્યું તેં
સદૈવ મુજ દૃષ્ટિથી સકળ તંત્ર સંસારનું,
શક્યો ન હત સંભવી કદિ ય તો વિસંવાદ આ,
ન હોત વણસ્યા બધા મૃદુ મનોરથો આપણા.

અને ઉભય આપણે સુખદ હૂંફ અકકેકની 5
સદા અનુભવી, કરે કર ગ્રહી, હસી વિઘ્નને,
સજી નિતનવીન કો મધુરપે મનોરાજ્યને,
અખંડ વિજિગીષણા ગજવતાં હતે જીવને.

'અરે ! નયન હોત જો મુજ તને !'–રહું ચિન્તવી;
અને હૃદય મુગ્ધ આ દ્રવતું એક નિઃશ્વાસમાં; 10
મનોરથ વિનષ્ટ સૌ નયન પાસ નાચી, ઘડી
રહે છ મુજ મૂંઝવી મતિ; તદા ફરી ચિન્તવું :

નિહાળ્યું કંઇ તેં નહિં કદિ ય નેત્રથી માહરાં;
પરંતુ તુજ નેત્રથી નિરખી હું શક્યો હોત તો ?

૭ : નવેમ્બર : ૧૯૩૬

# ભૂલું તને ?

અનન્ત આ જીવનચક્ર કેરો
તું યે બન્યો એક અમોલ આરો;
સમસ્ત આ જીવનના વિકાસમાં,
પ્રબુદ્ધ આ જીવનના પ્રવાસમાં,
સદા પ્રગતિશીલ જીવન તણા મહા વ્હેણમાં, ૫
છે સ્થાન તારું પણ મૂલમોંઘું,
મહર્ષિઓ ને કવિઓ સમાન.



માતા તણી વત્સલ છાલકોથી
ભીંજાઇને આર્દ્ર બનેલ ભાવથી,
ને સ્નેહધારે સ્વજનોસખીની ૧૦
સીંચાઇને સંતત, યોગ્ય કાળે
ફલોન્મુખ થયેલ જીવનતણી કૂંળી ક્યારીમાં,
મહર્ષિનાં નેણ તણી મહાત્મતા
સ્પર્શે સ્ફુરી આભભરન્ત ભવ્યતા.



ને સ્વાર્થનાં વર્તુલ સૂક્ષ્મ કેરો ૧૫
વિસ્તાર થાતાં અધિકાધિકો સદા,
વડાં, વડેરાં, તટવ્યાપી વર્તુલે,
સમસ્ત મેં માનવતા સમાવી.

અને ' મુજ સમસ્ત, હું સકલનો ' સદા ચિન્તવી,
સમષ્ટિના જીવનમાં મિલાવવા ૨૦
મથી રહ્યો વ્યષ્ટિ તણી વિશેષતા.

❧

ફૂમાશ ત્યાં કાવ્યતણી રસેભરી
સ્પર્શ્યે મને, દૃષ્ટિ નવીન સાંપડી;
ને કાન્ત નેણે કવિનાં મળ્યું મને
અખૂટ સૌન્દર્ય સમસ્ત વિશ્વમાં. ૨૫
ગુલાબમાં જે વિલસી રહ્યું'તું
સૌન્દર્ય તે બાવળમાં ય લાધ્યું:
મીઠાશ યે કોકિલકૂજનોની
લાધી મને કાક તણા ય કંઠમાં.
મળ્યાં નયન કાન્ત જ્યાં કવિતણાં, બધે ન્હાળ્યું મેં ૩૦
છલોછલ લસી રહ્યાં પરમ એક સૌન્દર્યને.
અસુન્દર રહ્યું નહીં જગતમાં કશું યે મને.

❧

સૌન્દર્યને મેં કવિનેણમાં લહ્યું,
મહાત્મ્ય મેં માનવતા મહર્ષિમાં;
થયું મુજ ઉરે, ' અહો ! પરમ ભવ્ય સૌન્દર્ય આ ! ૩૫
પ્રતીક પ્રભુનાં અહો મનુજબાળ! શી ધન્યતા !
મહા પ્રણયની અહો ભુવનભીંજતી છાલકો !
અહો ! જગલપેટતી પુનિત દીપ્તિ સૌન્દર્યની !'
ને સૌન્દર્યથી મેં પ્રગટાવી માહરી
આદર્શની અદ્ભુત સ્વપ્નસૃષ્ટિ. ૪૦

❧

તૃતીય તું દર્શક ત્યાં મળ્યો મને,
એની જ એ સૃષ્ટિની ક્ષુદ્રતાનો,
તેજેભર્યા અંચલમાં લપેટયાં
કૌટિલ્યનાં સર્વ તમિસ્ર કેરો.
અગાધ પ્રભુતા હતી નિરખી એકલી મેં હજી, ૪૫
અનન્ત પશુતા મળી નિરખવા મને તું થકી.
નિર્વ્યાજ સૌન્દર્ય, અસીમ ભવ્યતા,
મહાત્મ આ અન્તરની વિશાળતા,
જે ધારતી માનવતા શું તે જ આ
ધારી રહી ઘોર તમિસ્ર દ્વેષનાં?
વેલીનાં એક ફૂલે કાં સંજીવન રસો સ્રવે? ૫૦
ને બીજાં ફૂલમાં શાને જીવનદ્વેષ નિર્ઝરે?



ઢિહલાઇ મારી મૃદુ સ્વપ્નસૃષ્ટિ;
આદર્શના દુર્ગ ગયા બધા ગડી;
અને નિઠુર વાસ્તવે હું બળહીન ડૂબ્યો પડી. ૫૫



પરંતુ કયમ હું તને વિસરું? કેમ વસ્તુસ્થિતિ
ભણી નયન મીંચીને, સ્વપનસૃષ્ટિં સોહામણી
મહીં જ રમી છેતરું જગતને અને જાતને?
અને કપટને જ હું કયમ કવિત્વ માની રહું?

ખરું; જગત ભવ્ય છે; અધિક ભવ્ય છે માનવી ૬૦
તણી ઉરવિશાળતા; પરમ ભવ્ય છે એથી યે
પ્રસન્ન પ્રભુતાતણી પતિતપાવની ભાવના.

પરંતુ પ્રગટયો અહીં મનુજ, તેની યે પૂર્વ તો
પશુત્વ હતું, છે હજી સતત ઝૂઝતું એહશું,
કદી કદિક તો થસી પરમ તેજ તેનું જતું. ૬૫

ભૂલી કયમ હું એહને નિરખું એકલો માનવી?
અધૂરું નિરખું કશે ચખ સજીવ બન્ને છતાં?
પશુત્વ તુજ એકલું નિરખતાં રહે દૃષ્ટિ જે
અપૂર્ણ, પ્રભુતા જ એ નિરખતાં ય રૂહે તેટલી;
લહી ઉભય તો પછી દરસ પૂર્ણ ના કાં લઉં? ૭૦
અને કયમ મથું ન વાસ્તવથકી જ આદર્શની
ઘડી સબળ મૂર્તિ, જીવનની સિદ્ધિને સાધવા?



આદર્શને વાસ્તવથી ઉગાડી,
પશુત્વથી હું પ્રભુતા સ્ફુરાવી,
વામી દઇ આતમ કેરી વંચના, ૭૫
હું માનવી પૂર્ણ થવા મથું તો,
ગણી કયમ જ ના રહું કવિ, મહર્ષિ જેવો તને?
જેણે મને જીવનની અજાણી
દિશા તણું દર્શન દાખવીને,
તરંગની વંચક જાળ ભેદી ૮૦
આદર્શની અમ્મર ભોમ દોર્યો!
તેવા તને ભૂલી જ શી વિધે શકું?

૧૭ : ફેબ્રુઆરી : ૧૯૩૭

# શાને ?

જવા જ્યાં સર્જાયાં, જરુર તમ લેશે નહિ તહીં;
શકો પ્હોંચી ક્યારે ય નહિ, તમ સાચી જરુર ત્યાં;
નકામાં તો શાને કવન! મુજ મૌનેથી ઊઠતાં ?

૩૦ : ઓક્ટોબર : ૧૯૩૬

# કયમ ન માનવી પાંગરે ?

અને બટુક, મંજુલા, કનક સર્વ કાલે જશે
બની અમ સમાન દંભ, ભય, સ્વાર્થનાં પૂતળાં ?
ખિલાઈ વિધુલેખ આ પુનિત બાલ્ય નિર્દોષિની
જશે બસ શું આથમી, ફરી ન ઊગવા કાજ ? ને
પ્રતિશ્વસનમાં રમી અવ રહેલ આ મુગ્ધતા, ૫
બધો તનમનાટ આ, પ્રણય પૂર્ણ આ, આ બધી
વિશુદ્ધિ ઉરની, અને વિમળ સામ્યની ભાવના
શમી સકળ શું જશે ? અમરવેલ આનન્દની
જશે શું કરમાઇ ? ને નયનનીર આચ્છાદશે
સચેત સ્મિત એમનાં ? મધુરપો શું મસ્તીતણી ૧૦
જશે પરિણમી બધી મરણશાં જ ગાંભીર્યમાં ?

નમેલ કટિપે ધરી મનુજદેહનું માળખું,
બધાં અમ સમાન શું, ખદબદી રહી કીટશાં,
વિશાળ નિજ જીવને શ્વસન એકલું ધારશે ?
અને સભર સૃષ્ટિમાં, અબળ ક્ષુદ્ર સંતોષની ૧૫
ધરી શું મતિ, પેટમાં પરમ પૂર્ણતા પેખશે ?
અરે ! પુનિત બાલ્ય આ વિકસતાં જ કાલે થઇ
જશે અમ સમાન એ શબ સજીવ શાં ભૂતડાં ?

બધાં શબ સજીવ શું થઇ જશે જ ? નિઃસીમ આ
નભે નયન ઘૂમતાં વિરમશે ? અને રાચશે ૨૦

પિતામહતણાં અને પ્રબળ પૂર્વજોનાં, હવાં
થયેલ સ્મૃતિશિષ્ટ સૌ વિભવ, સિદ્ધિ, સમૃદ્ધિનાં
અખંડ જયગાનમાં ? અતળ ભૂત વાગોળતાં
નહિં જ કદિ થાકશે ? ઉપહસી ય પોતાતણી
મનોરથ તરંગની મધુર સૃષ્ટિનાં સ્વપ્નને, ૨૫
બધાં અમ સમાન શું થઇ જ કાલ ડાહ્યાં જશે ?

ફરી ધસમસી, મહા શરઝડીથી ઝંખોળતાં
સમસ્ત કુરુસૈન્યને, અજય એક અર્જુનની
નહીં ગલિત તેમનાં નયનમાં ખુમારી ચડે ?

ન ચેતક પરે ચડી, સમરભોમમાં સિંહશા ૩૦
પ્રચંડ જયઘોષથી, ઉર સલીમનું વીંધતાં
ફરી થનગની રહે હૃદય બાલ આ એમનું ?

પરાગ નિજ પ્રાણનો અફળ વેડફાશે ? અને
પ્રદીપ પુરુષાર્થનો જગતવાયરે બૂઝશે ?
શમી જ શિશુભાવ આ સરળ સર્વ કાલે જશે ? ૩૫
અને થઈ જશે બધાં કુટિલતા તણાં કીડનો ?

ઝગે ક્ષિતિજને તટે અમળ ઇન્દુની રેખ તે
થતી વિકસતાં સુહાગભર પૂર્ણિમાનો શશી;
વિકાસ સહકારની મૃદુલ મંજરી પામતાં,
ફળે મધુર આમ્રનાં પરિણમે; અને કોકિલા ૪૦
બને, વનનિકુંજને સતત પંચમાલાપથી
વસન્તસમયે ભરી, મદનકાર્યને સાધતી,
ભલે ઇતર કર્કશ દ્વિજકુલે રહે શૈશવે.

સજાત ફળ સંભવે ઇતર સૃષ્ટિમાં બીજથી,
ન એક મનુપલ્લવે કયમ જ પાંગરે માનવી ? ૪૫

૩ : ડિસેમ્બર : ૧૯૩૩

# અમે મનુજ !

અમે મનુજ ! વિશ્વની સકલ યોજનામાં અમે
રહ્યા સતત અગ્રણી; પરમ સત્ત્વ આ સૃષ્ટિમાં;
અમે મનુજ ! બુદ્ધિના વિરલ વૈભવે સોહતા;
અમે સકલ સર્જને શિરકિરીટ જેવા રહ્યા !

અમે મનુજ ! બુદ્ધિ તીવ્ર અમ, વિશ્વના ભેદને 5
ઘડીક મહીં દે કરી સુતર સોહ્યલા સર્વથા;
ઘડીક મહીં બુદ્ધિ તીવ્ર અમ એ જ પ્રશ્નો કરી
રચે ગહન કોયડા જ અમને ય મૂંઝાવતા.

અમે મનુજ ! બુદ્ધિથી સબળ આ અમારી, અમે
મહા મનુજવંશને પશુ દશાથી ઉદ્ધારિયો; 10
અને સબળ બુદ્ધિ એ જ મનુવંશને પાશવી
દશા મહીં કરી રહે વિલસતો અને રાચતો.

અમે મનુજ ! બુદ્ધિના અમ અમાપ સામર્થ્યથી
અમે મન-શરીરની સકલ શૃંખલા ભેદતા;
અને અમ સમર્થ બુદ્ધિ નિત શૃંખલાઓ નવી 15
રચી જ અમ બાંધતી મન-શરીરને સર્વદા.

અમે મનુજ ! આ અનન્ય અમ બુદ્ધિના વૈભવે,
પ્રતિચ્છવિ અમે બન્યા અતિ સુરેખ સ્રષ્ટાતણી;

અને અવ અનન્ય બુદ્ધિ અમ એ જ સ્રષ્ટાતણું
સૃજે છ ગુણ, રૂપ, જ્ઞાન, વળી કર્મ, આકારને. ૨૦

અમે મનુજ ! બુદ્ધિમાં અમ અસીમ શ્રદ્ધા રહી;
અને ન અમ બુદ્ધિને ગણતરી ય શ્રદ્ધાતણી;
અમે મનુજ ! કેન્દ્ર સૌ જગતનાં ય બુદ્ધિવડે,
અને જગતને જ કેન્દ્ર અમ બુદ્ધિ માની રહી !

૨૪ : ઑગસ્ટ : ૧૯૩૬

# નોકરી

'ઊગી ગયો સૂરજ અર્ધ તો યે
લગાડતો મૂરખ વાર, આ તે
સ્હેવાય કેમે જ? થયું છ મોડું
પોસાય ત્યાં કેમ જ લાડ આવાં?'
ને બોલતો મામદ ત્યાં: 'અલી એ  ૫
જો ને રડે આ મુજ સાથ આવવા!
ન જાણતો એટલું યે ગમાર
કે સા'બને ત્યાં ન અવાય એથી.
શું હોય તે લાડ કદી ય આવાં?
છે આવવું, આવવું છે, કરી કરી  ૧૦
જો ને રહ્યો માથું જ ખાઇ ક્યારનો!
તું લે છ આ મૂરખને?' અને ફર્યો
ખિજાઇને હાસમમેર બોલતાં:
'છે આવવું ને મુજ સાથ તારે?
લે! આવજે' લ્યો, રડજે હવે તું;  ૧૫
થા ચૂપ, બસ્ ચૂપ જ!' એમ બોલી
એને ધરી થપ્પડ એક દીધી.

'મારો છ કાં? છોકરું આ શું જાણે?
તેડી જવું ત્યાં જ રહ્યું; નકામો
મારો છ તે! મારી જ સાવ નાખો.'  ૨૦

બીબી વદી તે બહુ મોડું થાતાં
ન સાંભળી મામદ બ્હાર ચાલ્યો.

ક્રોધેભર્યા રાક્ષસશો હિમાળો
વીંઝે છ કાળા નિજ કોરડાને;
ને સૂસવી સૂસવી વાયરાઓ ૨૫
ફુત્કારતા લાખ ફણીધરોશા;

ભેંકાર ભાલાં ઊઠી ભોંયમાંથી
વીંધી રહ્યાં મામદના શરીરને;
ને હોઠ ભીંસી, જડબું પરાણે
દબાવી, મૂઠી નિજ બેય વાળી, ૩૦
લપેટતો દુર્બળ દેહ કોટના
કાળા અને જીરણ ચીંથરામાં,
ધપી રહ્યો મામદ ઘેર સા'બના.

'ક્યા ! કેમ મોડો ?'
'થયું બાઈ, મોડું.' ૩૫
'ન ચાલશે એ મુજ ઘેર હાંકે ?
દૂહાડો ચડે પ્હોર, પછી પધારવું
ધીમે ધીમે, એ વળી નોકરીની
હતી હશે રીત કયંહી ?' ઉવાચ
સાહેબ કેરાં ગૃહિણી કુલીન. ૪૦

વળી વદ્યાં: 'મામદ !' 'બાઇ !' 'શાને
ઊભો છ ? જોતો નથી ભાઇ કયારનો
રડે છ તે ? જા, તું રમાડ એને;

જોજે, જરા યે ન રડે; નહીં તો
જાગી જશે સા'બ કદાચ.' આર્યા 45
સાહેબનાં એમ વદી સુલક્ષણાં,
મંડી ગયાં હાતણ ચાવવાને.

ને શાપતો રોતલ હાસમાને,
નીચે ગયો મામદ લેઈ 'બાઇ'ને,
અને હસી ફિક્કું જરી પરાણે,
મથે છ રોતા અટકાવવાને 50
એ બાઇના દેવતણા દીધેલને.

૫ : ડિસેમ્બર : ૧૯૩૪

# કોયલ અને કાગડો

"કૂ કૂ" કરી કોયલનું કજાત
ઊડી ગયું બચ્ચડું કાગડાના
માળા મહીંથી; કકળાટ કાળો
મચી રહ્યો ત્યાં કુલ કાગડાને.

માતૃત્વ શું યે ઉર કાગડીને 5
વધી વહી ચાલ્યું જ કે બિચારી
ન થંભતી કેમ કરી ય રોતાં,
આક્રન્દતાં ને નિજ માથું કૂટતાં.

આ કાગડો યે કુલથંભ જેવો
પંપાળતો, ધીરજ વેણ કે'તો, 10
મથે છ રોતી અટકાવવાને
એની પ્રિયાને, પણ કંઠ એને યૂ
ડૂમો ભરાયો વસમો; ન વેણો
પૂરાં સરે; બે ત્રણ આંસુ બાઝયાં
રતું બડી ગોળમટોળ આંખે. 15

બીજાં કુટુમ્બી પણ એમનાં યે
ટોળે મળી, 'કોણ?' 'શું?' 'કેમ?' એવા
હજાર પ્રશ્ને નિજ લાગણીને
એ બેલડીના મનમાં ઠસાવતાં.

અથા ઘટ્યું દુઃખ, વધ્યું જ કે, એ  ૨૦
ન કાગડો ચે લવલેશ જાણતો.

રડી રહેલી નિજ કાગડીને
આશ્વાસતો ગદ્‌ગદ્‌ કંઠથી એ;
એનું ય તે વર્જ્જર મર્દ હૈયું
દ્રવી જતું, લાગણી પૂર ભાળી  ૨૫
એના કુટુમ્બી જન સૌ મળેલનું.

ઈંડું હતું ત્યારથી સેવી, પોષી,
પંપાળી પાળી જતને ઉછર્યું;
—નહિ તો પડ્યું હોત જ દાઢમાં એ
શિયાળ કે બાજ બિલાડી કેરી—  ૩૦
ઉછેરિયું ને ઉડતાં શિખાડ્યું,
ને ભક્ષને કેમ જ શોધવો ને
બચી જવું શી વિધ ભક્ષકો તણી
આંખો થકી: એવી કલા બધી ચે
તેણે કહી કોયલબાચડાંને.  ૩૫

એને હતું: "મોટું થતાં જ આ ચે
ઊજાળશે કાક તણા કુટુમ્બને;
ને બુદ્ધિખેલો નિજ જેમ ખેલી,
પંખી ગણોમાં પદ પ્હેલું પામશે."

તેથી જ એણે દિનને ન જોયો,  ૪૦
ન રાત જોઈ, નહિ ટાઢતાપને

ગણ્યાં; અને ફૂંકી રહ્યો જ એના
"કાક્કાક" કેરો કુલમન્ત્ર કાનમાં.

—વદી રહ્યું કોયલબચ્ચું "કૂ કૂ."

હાર્યાં વિના હામ જ કાગડાએ, ૪૫
તો યે બજાવ્યે નિજ ધર્મ રાખ્યો;
ને રોજ "કાક્કાક" કરી કરીને
દીધા ભરી કાન જ બાચડાંના.

વધ્યું છતાં કોયલબચ્ચું "કૂ કૂ."
"કાક્કાક," "કૂ કૂ"-ત્યમ રોજ ચાલ્યું. ૫૦

ને એક દી પાંખ સશક્ત થાતાં,
"કૂ કૂ" કરી કોયલનું કજાત
ઊડી ગયું બાચડું કાગડાના
માળા મહીંથી.

ને કાગના વત્સલ અન્તરે ત્યાં, ૫૫
કૃતઘ્નતા કોયલની વસી ગઈ;
એને થયું: ના સમજ્યું જ બાચડું
ઉદાર એના ઉર કેરી ભાવના.
કર્યું ગમે તેટલું તો ય અન્તે
કદર કરી ના નિજ એ કજાતે, ૬૦
અને ગયું જાત પરે જ એની.

વૈરાગ એને જગ માથ આવિયો,
ન લાગણીનો પડઘો પડ્યો જ્યાં.

ને ણાચડું કોમળ પાંખથી ત્યાં,
હવા તણે સાગર લ્હેરતું રહ્યું, ૬૫
એને થયું કે નિજ લાગણીને
ન આંધળું અન્તર કાગડાનું
જાણી શક્યું: સ્નેહતણી જ ઓથે
એણે મહા જૂલમ આદર્યો ને
પોતા સમું એ કરવા મથ્યો તે ૭૦
સ્હેવાય કેમે જ ?

અને વહાવી
"કૂ કૂ" તણી પંચમધાર એ રહ્યું.

૧ : ઑગસ્ટ : ૧૯૩૫

# ગાડી જતી'તી નિજ પંથ કાપતી

જામી નિશા ને ધપતી અમારી
ગાડી રહી નિર્જન કાનનોમાં,
કો સ્ટેશને થોભતી વેળ થોડી,
ન થોભતાં ક્યાંક વળી ધસંતી,
ઢંઢોળતી ભીષણ અન્ધકારને, ૫
ગાડી જતી'તી નિજ પંથ કાપતી.

મારી જ સામે મદભેર નેને
બેઠેલ લંબોદર શેઠ કેરી
આંખો મહીં ને અતિ સ્થૂલ દેહે
ફરી વળ્યે ઘારણ, માંડ ઊઠી, ૧૦
" ખસ્ તો જરી, એ " કહી દૂબળાને,
ને પાથરી બિસ્તર, દેહ જાડો
ત્યાં ગોઠવીને ચરબી ભરેલો,
સૂઈ ગયા શેઠ.

ઘડીકમાં તો ૧૫
ટચૂકડા નાક મહીંથી તેના
સંગીતના ભૈરવ સૂર ગાઢા
બજાવવા નિંદરબાઈ લાગ્યાં.
ફાટેલ તેના મુખથી સરીને
લાગ્યા ફૂંફાડા તહીં તાલ દેવા. ૨૦

ને ડૂબળો યે નિજ નેણુ ઢાળી,
જરા ચે ઘડી બેસી જ પાટલીને
છેડે, "બધું એમ જ હોય"–ભાવે.

ગાડી જતી'તી નિજ પંથ કાપતી,
ને ન્હાળતાં શેઠ ઘડીક, તો ઘડી ૨૫
એ દૂબળાને, હું રહ્યો વિમાસી.

જામેલ કાળા મધરાત ર્હોરે,
ઉતારુ, બેસારુ તણી કશી યે
ધમાલ ન્હોતી; નિજ પંથ કાપતી,
ભૂખાળવી સિંહણુ જેમ ત્રાડતી, ૩૦
પાષાણુભોમે અતિ ઘોર ગાજતી,
જતી અમારી હતી આગગાડી.

ત્યાં શેઠ પેલા પડખું ફેરીને,
જરા કરીને પગ ઓર લાંબા,
"મા...ળી, નથી ઊંઘ જરી ય આવતી" ૩૫
લવી, નિહાળી રહી દૂબળાને,
અને મને યે કરુણાકટાક્ષે
જરા નિહાળી, નિજ આંખ મીંચે.

ને શેઠજીનો પદસ્પર્શ થાતાં
અચિંતવેલો, ઝબકી જઈને, ૪૦
એ દૂબળો શેઠ તણી નિહાળતો
અંગાંગની વિસ્તૃત વલ્લરીને;
અને મિલાવી મુજ નેણુ સાથે

નેણો, "નથી ઊંઘ જરી ય આવતી."
કહી, "નથી કૈંજ બન્યું" લહીને, ૪૫
બેઠો નીચે ને સળગાવી બીડી,
મંડ્યો પીવાને અતિ સ્વસ્થ ચિત્તે.

ગાડી જતી'તી નિજ પંથ કાપતી,
ધસી રહી'તી પડછંદ પાડતી
તોતિંગ પૂલે પડઘા, અરણ્યે ૫૦
તીણી બસૂરી નિજ ચીસ પાડતી.

ત્યાં નિંદરે પાંપણ ઝૂખળાની
સીવી દીધી; ડોક ઢળેલ તેની,
ઘડી ઘડી આથડી પાટલીએ,
દેતી રહી તાલ અખંડ શેઠના ૫૫
"મા...ળી, નથી ઊંઘ જરી ય આવતી"
વદી રહ્યા ઘર્ઘર નાકના રવે.

ને ઘોર અંધાર મહીં ધસન્તી,
ભૂખાળવી સિંહણ જેમ ત્રાડતી,
પાપણલોમે અતિ ઘોર ગાજતી, ૬૦
ગાડી જતી'તી નિજ પંથ કાપતી,
જેવી રીતે આ જગની ય ગાડી,
ધસે છ નિત્યે નિજ પંથ કાપતી.

૨૩ : નવેમ્બર : ૧૯૩૪

## " પીયર્સ સોપ "

તે સાંજે લોકનાં ન્હડાળ્યાં ટોળેટોળાં મળેલ મેં,
ઊંચી ડોક કરી વ્યોમે માંડી મીટ રહેલ જે.
કૌતુકે હું ય જોવા ત્યાં લાગ્યો આકાશની મહીં,
રચેલું વાદળે ન્હડાળ્યું ચિહ્ન પ્રશ્નાર્થનું તહીં.
પ્રશ્નાર્થે પ્રશ્ન જ્યાં જાગ્યો, ન જાગ્યો ત્યાં જ વેગથી     ૫
વાયુની ધૂમ્રસેરો ત્યાં અક્ષરો આલખી રહી.
ને ત્યાં તો ઝૂલવા લાગ્યું નામ " પીયર્સ સોપ "નું,
ઊંચે અદ્ધર આકાશે, કૌતુકો જનમાવતું.
નીચે ભેગા થયેલા સૌ માનવી મુગ્ધભાવથી
ફાટી આંખે રહ્યા જોઈ શોધ વિજ્ઞાનની નવી.     ૧૦



જઇ ઘેર, પડ્યો હું તો મારા દૈનિક કામમાં
છતાં યે અક્ષરો પેલા ન કેમે ઉરથી સર્યા.
જાહેરાત તણી યુક્તિ મને આ ન્હોતી આંજતી,
ન વા વિજ્ઞાન કેરી આ સિદ્ધિ હૈયું ફુલાવતી.
અને અક્ષર કો બીજા હવામાં હોત હીંચતા,     ૧૫
તો, હું ધારું છું કે, હૈયે કશું યે મુજ થાત ના.
પરંતુ અક્ષરો આ તો પેલા " પીયર્સ સોપ "ના,
પ્રગટાવી રહ્યા મારે હૈયે ભાવ વિષાદના.

આજથી વરસો પ્હેલાં, બાલ્યના મુગ્ધ કાળમાં,
આંખોનું કેન્દ્ર થાતો'તો અમ "પીયર્સ સોપ" આ. ૨૦

ન્હાવાથી ય વધારે તો ગોટી ચંચલ એહની
ઝાલીને બેસવામાંહે મઝા અમ હતી ખરી.

ને ન્હોતાં જાણતાં નામો પૂરાં યે અમ ગાત્રનાં,
ત્યારનાં નામ તો આનું અમે સૌ રટતાં હતાં.

અને વર્ષો પછી, જ્યારે ખરીદ્યો મેં શિલિંગનો ૨૫
સર્વસંગ્રહ, ત્યારે તો આત્મભાવ થયો ખરો.

ગાઢા પરિચયે એના, "પીયર્સ" નામ સાબુનું
મટીને, વ્યક્તિના જેવું વણાઈ જીવને ગયું.

અને યૌવનની જ્યારે ટશરો ફૂટતી હતી,
બાલ્યની સ્મૃતિઓ જ્યારે ઝાંખી ઝાંખી થતી હતી, ૩૦
મુક્તિના મધુરા ઘેને લ્હેરાતી આંખડી હતી,
સ્વદેશીની જ ત્યારે તો ભરતી ભવ્ય કો ચડી;
સાબુમાં પણ માર્ગો ને ખસ, સુખડ, નીમ ને
ગોદરેજ, અજન્તાની નવી સૃષ્ટિ થઇ ખડી.
"પીયર્સ" ની ન ત્યારે યે ઝંખવાઈ સ્મૃતિ જરી, ૩૫
-ભલેને વેળ વીતી'તી વપરાશની ક્યારની.—

ને કદી બાળકો કાજે ગૃહિણી સાબુ લાવતાં,
ત્યારે "પીયર્સ" નું વાંચી નામ શા ભાવ જાગતા ?

"ચામડી કુમળી કાજે ઠીક એ પડશે" ગણી,
વિદેશી વસ્તુને યે શી વંચનાથી અમે સહી ? ૪૦

( ખરું તો બાલ્યથી એવી બંધાઈ મમતા હતી,
કે "પીયર્સ" વિના બીજી ગોટી માટી જ લાગતી. )

—અમારા બાલ્યમાં જેને ભાવથી વાપર્યો અમે,
ને રહ્યાં વાપરી આજે બાલકો અમ જેહને,—
દૂર દૂર તણા દેશે, અજાણ્યા કોક કોણમાં, ૪૫
વસતા માનવી કેરી મમતા પામનાર આ,
સુપ્રતિષ્ઠિત વર્ષોથી "પીયર્સ સોપ" ને મ તે,
આ વયે, નિજ અસ્તિત્વ આમ પોકારવું પડે?



અંભોધિ ઘૂઘવે ઘેલો નમેરો ભૂતકાળનો,
પૃથ્વીને નિજ પ્રૌઢેરા તરંગે નિત્ય પીસતો; ૫૦
વર્તમાન તણા કાંઠા ખોદી સતત જે રહ્યો,
અગાધ ઉદરે ભૂતો સર્વને જે સમાવતો;
આરંભી અન્ધકારે જે અન્ધકારે સમાપતો
સૃષ્ટિની સર્વ લીલાને, એક શાશ્વત જે રહ્યો;
બચવા દાઢથી તેની, અમ દીન જિજીવિષા, ૫૫
તૃણોને ય રહી ઝાલી, મારતી વલખાં જ શાં?

એના પ્રેર્યા અમે સૌ આ ઇષણાઓ અનન્તને
પોષવા, તોષવા શા શા યત્ને સ્હેસ મથી રહ્યા?

સર્જીને સર્જનો કેરી સ્થૂલ ને સૂક્ષ્મ સંતતિ,
મથતાં ખાળવાને શાં વિસ્મૃતિ અનિવાર્યને? ૬૦

અને પોકારતા કેવું અમ અસ્તિત્વ આ અમે,
યેન કેન પ્રકારેણ, ગમે તે પણ સાધને ?

ॐ

હૈયાની અમ એ ઊંડી ને અદમ્ય જિજીવિષા-
તણી છાય નિહાળી મેં પેલા " પીયર્સ સોપ " માં;
ને પ્રશ્નાર્થે જગાડેલું એણે હૈયે કુતૂહલ ૬૫
નવો પ્રશ્નાર્થ અન્તે તો જગાડી ઉરમાં ગયું.

૩ : જૂન : ૧૯૩૮

# બૂટ પાલીસ વાળાને

ડબ્બી બે ચાર કોણા કે ફીવી પેરોટની લઈ,
ઘસાઈ છોતરાં જેવાં ઘયેલાં બ્રશ બે ગ્રહી,
પગથાર પરે બેસી "સા'બ, પાલીસ" બોલતા
તને જ્યાં નિરખ્યો ત્યાં તો અધીરી મુજ કલ્પના
કાજે ક્ષેત્ર નવાં ખૂલ્યાં; ખૂલે ના કેમ ? હું કવિ !     ૫

મને થયું: ડુંગરપેટ વીંધી,
ખીણો મહીં ને વનવાટમાં થઈ,
જતી હશે એકલ કોક કેડી
તારા ગૃહે, જ્યાં રૂપસુન્દરી કો,
લપેટીને યૌવન ચીંથરામાં,     ૧૦
ખોળે રમંતા નિજ બાળ કેરાં
નેત્રો વિષે તારી છબી નિહાળતી
હશે, અને દૂર સુદૂર ચાલ્યા
ગયેલ તારાં સ્મરણો જગાડતી,
હશે રહી એકલ કાળ ગાળતી.     ૧૫

અને થયું: ફૂલફળે લચી રહી,
વનો તણા વૈભવથી લહેરતી,
પહાડને પ્રસ્નવ રે'તી ઊભરી,
વસુન્ધરા તારી ગઈ વસૂકી ?

કે બાળ તું તે અફ્ઘાન ભોમનો, ૨૦
તાજા નવા યૌવનથી તગી રહ્યો,
તજી દઇ બંદુક હાથમાંની,
અને તજી ડુંગરભોમકાનાં
ખેડાણ સૌ પૌરુષથી ભરેલાં,
નવોઢ તારી રમણી તજીને, ૨૫
(અને હશે વૃદ્ધ કદાચ તારા
માતા પિતા : ભાંડુ હશે ય નાનાં,
તેને બધાંને ય હશે તજ્યાં તેં :)
આવ્યો આંહી દૂર અજાણ દેશમાં?

(મળી મળીને ય મળે તને શું? ૩૦
કરી કરીને દિનભેર વૈતરું,
જોડા કરી પાલીસ લોકલોકના,
પાશેરનું પેટ તું પૂરતો હશે!)

ને એટલામાં જ રહ્યો ભભૂકી
પ્રકોપ મારો જડ યન્ત્ર જેવા ૩૫
સમાજના તંત્ર સમસ્ત સામે.

(ન કેમ એ થાય? થયો નકામો
કવિ શું હું, કે તુજ દુઃખ ન્યહાળું
છતાં ન ભીંજે ઉર કેરી આંખડી?)

નઠોર શી આ જગ કેરી યોજના, ૪૦
સશકત યે જ્યાં દિનરાત વૈતરું
કરે છતાં પામર પેટ કેરો
ખાડો રહે છે નિતનો અધૂરો!

ને ધાન પાશેર જ પામવાને,
જવું પડે માનવને અજાણ્યા ૪૫
પ્રદેશમાં, જ્યાં ઉર ઠારવાને
ખૂણો ય ખાલી નહિ પામવાનો.

સાહેબી કરવાને વા લક્ષ્મીનાં વ્હેણ વાળવા,
ઓળંગી સાગરો આવે દેશાન્તર થકી પ્રજા.
તે તો સૌ સમજે; કિન્તુ મૂઠી ધાન જ પામવા ૫૦
માનવી બાળને જાવું પડે આમ વિદેશમાં,
ધંધો સ્વીકારવા આવો ? ખૂટયાં શું ધાન્ય દેશનાં ?

ચગી'તી કલ્પના મારી તને ન્યહાળી ખરેખરી;
રાજમાર્ગે ઉભો તો યે ગયો હું જગ વિસ્મરી.
ને મારાં નેણુની પાસે કતારો ત્યાં થઇ ખડી, ૫૫
દલિતો, શોષિતો કેરી આવતી ઠેરઠેરથી.

(કવિની પ્રતિભા કાજે અહો ! મ્હેફિલ શી ખડી !)

છોકરા લો જ વી શી ના, મજૂરો ઘાટીઓ તથા
લોરી ને રેંકડીવાળા, ચંપીવાળા, અસંખ્ય આ
હમાલો, કારકૂનો ને ગુમાસ્તા, શિક્ષકો તણી, ૬૦
મદ્રાસી, ગૂજરાતી ને મરાઠીમાં વહી રહી,
વાણી અન્તરની, ધારી વ્યથા કોઈ જ કારમી.

અધીર મારા ઉરમાં થતું ત્યાં,
ચૈતન્ય [મારું હું અશેષ વાપરી,
છેલ્લી કણી યે મુજ આત્મની દઈ, ૬૫
પેટાવું હું પાવકઝાળ આકરી;

જે ઝાળમાં આ દુનિયાં તણા સૌ
મિનાર મોટા નભચુંબી મ્હેલના,
સૌ ભૂંગળાં મીલતણાં, અને આ
સૌ સાધનો સંસ્કૃતિચિહ્ન જેવાં, ૭૦
આ વીજગાડી, બસ ને વિમાનો,
આ શબ્દ ને સૂર તણાં જ વાહનો,
બધાં બની જાય જ ભસ્મસાત.
ભલે પછી જાય બળી જ સાથે
દરિદ્રની ઝૂંપડીઓ ય રંક! ૭૫

યુગો પછી જો જગ જન્મશે ફરી,
યુગો સુધી આણ હશે નિસર્ગની,
ને તે થશે માનવમુક્તિની ઘડી.

વેગેથી વમળે મારી નાવડી નાચતી હતી,
ત્યાં તો "સા'બ" તણા શબ્દે ઝબકી આંખ માહરી. ૮૦

નિરખી તું રહ્યો'તો ત્યાં ભરી આંખે કુતૂહલો,
"સા'બ" ને—ચિન્તને ડૂબ્યા, દયા ખાતા અજાણને.

પૈસો આપી તને, જોતો રાહ ઊભો હું ટ્રામની,
ત્યાં તો તું ગોઠવી તારી ડબ્બી ને બ્રશ, ચેતવી
સીગારેટ, મંડ્યો વાતો કરવાને હસી હસી ૮૫
તારા સૌ સાથીઓ સાથે; મંડળી પગથારની
ઊડી આનન્દમાં, જોતી રાહ કો અન્ય 'સા'બ' ની.

કલ્પના મુજ આ ન્હાળી હવામાં પીગળી ગઇ;
કવિભાવ તણી ખોટી ખુમારી ત્યાં શમી ગઇ.

ને રહ્યો તુજને સ્પર્શી, બની હું માત્ર માનવી, ૯૦
ત્યારે કરુણ પ્રશ્નેથી મૂંઝાઈ મતિ માહરી:

"પરિસ્થિતિ તણું દુઃખ તને ના થાય તે છજી
સંભવે; પણ હૈયેથી ભાને તેનું ગયું સરી?
દશા શી આ મનુષ્યની?"

૩૦ : નવેમ્બર : ૧૯૩૭

# એન્જીન હોત હું તો ?

ન્હાનો હતો બાળક સાવ જ્યારે,
બા, બાપુ ને બેન બધાંની સાથે,
મુસાફરીમાંહિ જતો હું ત્યારે
થતું મને એન્જીનને નિહાળી,
'જો હું ય એન્જીન બની શકું તો ?' ૫

ન સાંભરે કેમ તદા થતું એ,
પરંતુ જ્યારે રમતાં અમે સૌ,
ત્યારે બધાંની કરી આગગાડી,
છુકૂ છુકૂ કરી, સીટી વળી વગાડી,
હું મ્હાલતો એન્જીન માનીને મને. ૧૦
ને બાપુ, બા, સૌ હસતાં છતાં યે
એન્જીન એન્જીન જ સૌ અમે રમી,
કલ્લોલમાં કાળ બધો ય ગાળતાં;
એ સાંભરે સ્પષ્ટ મને હજી યે.

અને હજી એન્જીન ન્યહાળતાં મને ૧૫
થઇ જતું કૈંક અકથ્ય કો સમે,
ત્યારે ગયેલો સહુ બાલ્યકાળ,
સાથી બચુ, બાબુ, ભગુ, બધા યે
તરી રહે આંખ સમીપ મારી
અને ફરી એન્જીન ન્હાનું હું બનું. ૨૦

ભલે પછી જોણનભાર માહરો
હસી રહે બીજી પળે જ એને.

અને કદી માનવચિત્ત કેરી
ન્હાળી રહું આતમવંચનાઓ,
ને બૂરખાઓ નખશિખ ઓઢી, ૨૫
ઢાંકી દઈ પાશવ વાસનાઓ,
બની ઠની માનવ ઘૂમનારા,
ન્હાળું યદા માનવનામધારી;
ન્હાળું યદા ક્ષુદ્ર પ્રપંચ કેરી,
ને સ્વાર્થની, ક્ષુલ્લક ઝંખનાની ૩૦
જાળો વીંટી જીવનને વળન્તી
મહારથીનાં ય; અને નિહાળું
સ્વરૂપ સાચું ઉર તેમનાનું;
ન્હાળું યદા નિર્મલ નીર નીચે
જામેલ સૌ કાદવના થરોને, ૩૫
ને વજ્ર જેવા ઉપહાસ નીચે
કમ્પી રહ્યાં બ્હીકણુ કાળજાંને,
ત્યારે મને થાય : 'શું માનવીનો
વિકાસ થાતાં બનવું જ આવું ?
મારાં ય શું ભાવિ મહીં ઝઝૂમે ૪૦
આ દમ્ભ ને આ ભયભૂતડાંઓ ?
અરે અરે એન્જીન થાઉં તો હું ?

ન્હાળું યદા માનવવામણાને
લળી લળીને નમતો, હજારો

વિરોધના સૂર ઉરે દબાવી, ૪૫
નિસ્તેજ હોઠે સ્મિતને પરાણે
લાવી, અને લાલચથી ભરેલી
આંખે હસી, પામર પેટ માટે
પાશેર લેવા કણ દીનતાથી
ખુશામતે જીવન રોળનારો; ૫૦
ત્યારે થતું : 'આમ જ ગાળવાનું
મારે ય શું જીવન સર્વ મારું?
શું દૈન્ય ને દાસ્ય શું ડૂબવાનું?
રે રે બન્યો એન્જીન હોત તો હું?

વજ્રાંગ ને શ્યામ છતાં સુરેખ; ૫૫
નિશા તણે કાજળ ખૂંચવું નહિ,
ન સૂકવું ઝાળભર્યા ઉનાળે,
સમીરણે સૂસવતા શિયાળે,
કે આકરી બાણસમી ઝડીને
ઝીંકી રહેતી ઘનઘોર વર્ષા ૬૦
મહીં ઘડી ના ગતિ રોકવાની;
ધપ્યે જવું, નિત્ય ધપ્યે જ જાવું,
ધપ્યે જવું, એક અખંડ તાનમાં;
હૈયે અહોરાત્ર ધખંત ઝાળને,
હૈયે જ મૂંગે મુખ રાખતાં સદા, ૬૫
ને યોજતાં ઇપ્સિત વેગમાં એ,
કર્તવ્યમાં કેવળ ડૂબી જાવું.

ન થોભવું એક ઘડી ય થાકથી,
ન લોભવું મોહક નેણ ભાળી

ઉષા તણાં કે રમણીય અંગે  ૭૦
નિમંત્રતી માદક સન્ધિકાનાં,
છ ટા ભ ર્યા  ઇન્દ્રચાપમાં હે
પરોવવાં નેણ ઘડી ન મારાં,
ન જ્યાં લગી નિશ્ચિત સ્થાન પોં'ચું.
આવું બની એન્જિન હું શકું તો ?  ૭૫

નિઃશંક થૈ ચાલકના બતાવ્યા
પથે જતું એન્જીન હોત હું તો ?

૨૩ : નવેમ્બર : ૧૯૩૪

# ઊંડે જઈ

ઊંડે જઈ કાદવ પામવો તો
મારે નથી સાગર તાગવો; ભલું
એથી સપાટી પર એકલાં પડી
આકાશનું રૂપ અફાટ ન્યાળવું;
નથી જવું સાગર માપવાને. ૫

૧૮ : માર્ચ : ૧૯૩૫

# નથી કવિ થવું

નથી કવિ થવું; નથી સ્વપનભોમમાં રાચવું,
હવે ન મથવું ઘડી અતળ દમ્ભ ને દ્વેષની
તળે નિરખવા વૃથા અમરવેલ આનન્દની.

મથ્યો સતત ને સહ્યું પણ અતીવ; હાવાં નથી
વિસારી પળ વર્તમાન, મુજ નેણને ઠારવાં 5
અગમ્ય તટ ભાવિને; અવ નથી જ સ્વપ્નો વિશે
રમી હૃદય વંચવું; પ્રતિપળે સહી વાયરા
અસહ્ય જગના, નથી હૃદયતાંતણા તોડવા;
હવે ન મુજ ક્રન્દને ઇતર ચિત્ત સંતોષવાં.

વ્રણો કવણ પેખશે હૃદય મુગ્ધના? ન્હાળશે 10
ઘડીક પણ કમ્પ ને થરથરાટ એ તન્તુનો
સુહૃત્ કવણ–જયાં થકી ઝરણશું ઝમ્યું ગીત તે
સુણી શિર ધુણાવિયું, હરખછોળ હૈયે ચઢયે?

અને હરખછોળ યે વિમળ હોય કયાંથી જ એ,
ભળે અધમ સ્વાર્થની મલિનતા સદા ગાઢ જયાં? 15
ન એક પણ સર્વથા વિમળ વૃત્તિ જેમાં લસે?
અને નયનનેહ કે સ્મિતતણી ય આછી પ્રભા,
પ્રશસ્તિ અભિનન્દનો, મધુર વેણ પ્રોત્સાહનો

તણાં પણ ન જ્યાં કદી ય નિરપેક્ષ લેશે સરે ?
ન એક પણ વેણ જ્યાં સરતું શુદ્ધ ઔદાર્યથી ? ૨૦

હવે ન હસવું કદી હરખછોળ એ ધૂર્તથી.

ન વા જગતનેણના નિરખી નેહને રાચવું;
—વસે નયન જે મહીં અકળ રંગ ઈર્ષ્યાતણા;
દ્રવી હૃદય ભીંજવે પ્રણયથી ઘડી નેણ જે,
અકારણ ભભૂકતા અનલ દ્વેષના તે ધરે, ૨૫
અને ઉર દહી રહે; નહિ હવે તહીં રાચવું.

શમો કવન સૌ હવાંઃ કવિ ગણાવું મારે નથી,
સહસ્રશત ઊર્મિઓ હરખશોક કેરી વહી.

અને ત્રણ અનન્તને સહી સહી નથી ગુંજવું.
ન એ કવન–હોય જો કવન એ જ તો–કૂજવાં, ૩૦
નથી કવિ થવું; નથી હૃદયગીતને રેલવાં
વૃથા બધિર કાનમાં, જગતરાનના જાડ્યમાં.
અકૈતવ ન આત્મને, હૃદય પારકાં તોષવા
વૃથા જ અટવાવવો હરખશોકની જાળમાં.

ન તેમ જડ યે થવું જગતજાડ્યના ચેપથી, ૩૫
અને ન સુકુમારતા હૃદયઊર્મિની રોધવી;
મટી ન જવું માનવીઃ નયનમીટ માંડેલ તે
ખસેડવી ન ધ્યેયથી; ચ્યુત ન થાવું કર્તવ્યથી;
મળે ફળ, ન વા મળે, જગતલોક વન્દે, તજે,
છતાં ય અવિરામ આ વિતરવી કલા આત્મની, ૪૦
રહે જયમ ઋતાવરી પ્રકૃતિ વૈભવો વિસ્તરી.

તટસ્થ મથવું થવા, જગતમધ્ય રહેવા છતાં.

સ્ફુલિંગ શુચિ રાખવો નિત સચેત આ, જ્યાં સુધી
મહાશ્વસન ઈશનું પરમ કો પળે એહથી
રચે સુભગ દીપિકાની અતિ સૌમ્ય શીળી પ્રભા, ૪૫
રચે જ અથવા મહાપ્રલય ઝાળ સંહારવા
બધી કુટિલતા, બધી વિષમતા, બધી ક્ષુદ્રતા,
બધી અધમ દીનતા, દુરિત હાસ્યની ભાવના.
—સ્ફુલિંગ મુજ ત્યાં સુધી સતત સાચવી રાખવો.

અને હરખશોકની તરલ ઊર્મિથી ઊઠતાં ૫૦
શમી કવિતડાં જશે સહુ તદા અને ભવ્ય કો
થશે કવન શું સ્વયં સકળ માનવીજીવન.

૪ : ફેબ્રુઆરી : ૧૯૩૬

# ટકોરા

નિરાશ મારા ઉરની સમી ત્યાં
હતી નિશા શ્યામળ બ્હાર જામી;
ઝડી રહી'તી ઝપટાઈ, તીખી
ત્યાં વીજળી અન્તર મેઘ કેરું
દહી રહી'તી; ઘન ચે ગડૂડી ૫
કમ્પાવતો'તો ઉર વ્યોમ કેરું.

કુટીરમાં કમ્પતી કાયથી હું
પડ્યો હતો ટૂંટિયું મારું વાળી;
નેણે હતી ધાર ઢળી રહેલી,
બળી રહી'તી મુજ આગ અન્તરે; ૧૦
હતું મને આજ જરૂર આવશે
તું, તેથી મેં રાહ અમીટ તાહરી
નિહાળવામાં દિન ગાળી નાખ્યો
સવારથી સાંજ લગી ય આજનો.

અંધાર જ્યારે ઉતર્યા, અને આ ૧૫
ઘેરાઈ આકાશ ગયું ઘનોથી,
ત્યારે 'ન આજે ય તું આવિયો' કહી
ઢળી પડ્યો દુર્બળ હું નિરાશ થૈ.

ન જાણું શાને, પણ રોજ મારે

નિહાળવાની તુજ રાહ, અન્તે ૨૦
ન આવતાં તું બનવું નિરાશ;
અને વીતાવી નિશ જેમ તેમ,
દી' ઊગતાં રાહ ફરી નિહાળવી,
'તું આજ તો નિશ્ચય આવશે' ગણી;
નિરાશ થાવું વળી રાહ જોવી, ૨૫
વળી નિરાશા, વળી ઝંખના; ને
વીતી દિનો એમ જ માહરા જતા.

આજે ય એવું બનતાં નિરાશ થૈ
હું ટૂંટિયું વાળી પડ્યો કુટીરે,
વિચારતાં: "કેમ તું આજ ના'વિયો?" ૩૦

ઝડી રહી'તી ઝપટાઈ મ્હારે,
ને વીજળી ત્યાં સળકી રહીને
તડો મહીંથી મુજ બારણાંની
આવી કુટીરે મુજ આંખ આંજતી,
કમ્પાવતી અન્તર મારું મ્હારું. ૩૫

તહીં ટકોરા મુજ બારણે થતા,
એ સાંભળી, આતુર દોડી, બારણું
ઊઘાડું; ત્યાં મેઘતણી ઝડી કો
સૂ સૂ કરી માંહિ પ્રવેશતી અને
કુટીરને ને મુજને પલાળતી. ૪૦
ને બાર વાસી દઈ, હું ફરીથી
નિરાશ થૈને પડતો ઢળી ત્યાં.

ઝડી રહે છે ઝપટાઈ; વાદળાં
રૂહે છે ગડૂડી, ચમકે છ વીજળી;
વીંટી વળે છે ઉરને નિરાશા, ૪૫
ને અંગને ટાઢ; અધીર કમ્પતો
વિમાસું: "આજે ય તું કેમ ના'વિયો?"

ફરી ટકોરા મુજ બારણે થતા,
પરંતુ એ તો ભ્રમથી જ ભ્રાન્તિ સૌ
ગણી વિચારું મનમાં: "તું આ સમે ૫૦
ક્યાંથી જ આવે મુજ રંક બારણે?
વસન્તના વૈભવમાં ન આવિયો,
ન આવિયો ગ્રીષ્મ તણા પ્રદોષે;
પ્રસન્ન ના પૂનમમાં પધારિયો,
ન આવિયો વા સ્મિતમાં ઉષાના, ૫૫
સંધ્યા તણી સોનલ પાંદડીમાં
યે ના'વિયો તે ક્યમ આજની આ
ભેંકાર રાતે, પુર કાદવોમાં
રગદોળવાને પદપદ્મ આવશે?

ના, ના, ટકોરા તુજ ન્હોય; એ તો ૬૦
નિરાશ હૈયે ઉઠતી જ વંચના!"

અને પડયો હું રહું કોટડીમાં. . . .

ઝીંકાય છે બ્હાર ઝડી, કડાકા
કરી ગડૂડે ઘનનાં દળો, ને

ઝંઝાનિલો સૂસવી સૂસવીને 65
ફૂંકાય જાણે પ્રથવી ઉખેડવા;
મારે પડે અન્તર આજ ધ્રાસકા.

વંટોળના તાંડવનૃત્ય માંહે
દિવાલ ડોલે મુજ ઝૂંપડીની;
ફટાક ત્યાં બારણું ઊઘડી જતાં 70
ધસે ઝડી સૂસવતી જ કારમી;
ને વીજળી યે નિજ અંગતેજને
વેરી રહે અંદર બ્હાર ને બધે.

એ તેજમાં દૂર સુદૂર ચાલી
ન્યહાળું જતી પ્રીતમ ! કાય તારી; 75

હતા ટકોરા તુજ એ ? હતો શું
આવ્યો કુટીરે મુજ તું જ આ સમે ?
ના'વ્યો તદા આતુર ઊઠિયો હું,
આવ્યો, છતાં સંશયમાં પડી રહ્યો ?
ઊઘાડવા બારણું યે ન ઊઠ્યો ? 80

હવે ફરીથી કદિ આવશે તું ?

૧૩ : સપ્ટેમ્બર : ૧૯૩૫

## ઓગણત્રીશમે

મહાબળ વિરાટ ઓ ! લહરિ એક આજે વળી
સમર્પી મુજ હું રહું તવ પદે અને ન્યહાળતો
અતીવ થઈ દીન હું તુજ ભણીઃ તું સ્વીકારશે ?

નથી ખબર તાત ! કે સ્વપનદેશ કેરી પરી
સમાન ફૂલકોમળી પદની રેખ આંકી જશે ૫
અનન્ત તટવાલુકા ઉપર લ્હેર એ ? વા થશે
તરંગ પર ઊઠતા ક્ષણિક બુદ્‌બુદોના સમી
નિમેષ મહીં શૂન્યશેષ ? નહિ કાંઈ હું જાણતો.

હું તો તુજ પદે ધરું લહરિ આજ મારી, પ્રભો !

અને પ્રગટતી અંહી લહરિ ત્રીશમી આજ આ ૧૦
ગરીબ મુજ જીવને-પ્રગટતી હજી મુગ્ધ શી;
ન જાણું ધરશે કઇ સુરખિ એહ રંગોતણી ?
અનન્ત નભલક્ષ્મીના શુચિ લલાટમાં સોહતું
મહા સુભગ ઇન્દ્રચાપ ઉર એહને નાચશે ?
ઘટા ઘનદળો તણી જ અથવા ઉરે એહને ૧૫
અગાધ નિજ કાલિમા વિતરશે ? ન જાણું કિયા
કિયા જ નવરંગ તેં લહરિ કાજ એ સાચવ્યા ?

ન જાણું અનુકૂલ કો અનિલસ્પર્શથી એહના
સ્મિતે સલિલમૌક્તિકો વરસશે ? વ ઝંઝાતણા

પ્રચંડતમ ઝાપટે વમળ ઘોર એના થશે ? ૨૦

ક્યા તટ પખાળશે લહરિ તે ય ના જાણું હું.

સ્ફુરે લહરિ આજ તે વિરમી કાલ જાશે, અને
નવીન વળી લ્હેર કો પ્રગટશે, શમી યે જશે;
ઉઠી ઉઠી શમી જશે લહરિ આમ કૈં જીવને,
અને નિધિ વિરાટને ઉર ભળી જતાં આખરે, ૨૫
મટી જ લઘુ વ્યકિત એ વપુ વિરાટથી શોભશે.

વિનમ્ર હૃદયે ધરું લહરિ આજ મારી તને,
અને સહુ ધર્યા કરું લહરિ ભાવિની યે પદે
પિતા ! તુજ, વિનમ્રતા ઉરની એવી યાચી રહું.

૧૦ : ઓકટોબર : ૧૯૩૬

# વિસંવાદ

એણે એના કર મૃદુલની આંગળીને અડાડી
મારે હૈયે, રણઝણ થયા તાર ત્યાં સર્વ મારા;
ને તેમાંથી પ્રગટ ગરવું ગીત કો ઊઠ્યું ગુંજી,
જેના નાદે મુજ નયનથી સીમ દિક્કાલ કેરી
તૂટી સૌ; ને સ્મૃતિ મધુરની જાહ્નવીને કિનારે ૫
ન્હાળ્યો ભવ્ય, પ્રતાપી, પ્રબળ, પરમ સમૃદ્ધ મેં ભૂતકાળ.

ને મેં ન્હાળ્યો થનગન થતો કોડિલો વર્તમાન,
જેના અંગે તરવર થતી શાશ્વતી કો જુવાની;
જેના નેણે અવિરત લસે ઇષણા કર્મ કેરી,
જેના ઓષ્ઠે સ્મિત ફરકતું ઝાંખું આછા વિષાદે; ૧૦
ને ઊઠ્યો ત્યાં કુસુમ સરખાં સ્વપ્નની સેજમાંથી
મીઠાં ને મુગ્ધ હાસે મધુર મરકતો બાલ એ ભાવિકાળ.

એ સંગીતે સ્થળસમય સૌ પીગળ્યા વર્તમાને,
ને અંગો ત્યાં ત્રિભુવનતણાં નર્તને રમ્ય ડોલ્યાં;
ખીલ્યાં સ્વપ્નો પ્રિયનયનમાં ચારુ સંગીતથી એ, ૧૫
મ્હોર્યું હૈયું પ્રિયતમ સખાનું ય મીઠાં સ્મિતેથી.
ગૂંથાઇને રવ વિવિધ સૌ જૂજવા તારમાંથી,
જામ્યો સંવાદ કેવો સરસ હૃદયને હર્ષમાં રેલનારો!

ઓચિંતી એ રમઝટ બધી થૈ બસૂરી ઘડીમાં,
મોંઘામૂલો જડ બની જતાં તાર ત્યાં એક મારો; ૨૦

ને તેનાથી સકળ કથળી રમ્યતા ગીત કેરી.
હું મૂંઝાયો : મુજ નયનથી ચિત્ર ચાલ્યું સરી ત્યાં,
ને મેં ન્હાળ્યો જરઠ, અતિ કંકાલ એ ભૂતકાળ,
મ્હોરેલા કોડ મારા સકળ ભરખિયા જેની દંષ્ટ્રા કરાલે.

ઠારું મારાં શ્રમિત નયનો વર્તમાને, લહીને, ૨૫
ભાળ્યું ત્યાં તો હૃદય થડકયું ક્રન્દનો કારમાંથી,
અંગાંગે મેં અતલ નિરખી ગાઢ એને નિરાશા,
ડૂમો કંઠે, ડુસકું હૃદયે, આંખમાં આંસુધારા,
ભૂખી ઝાળો ગગન ઉડતી કાળની જીભ જેવી,
ને તેમાં મેં નિહાળ્યાં ભસમ થઈ જતાં વિશ્વનાં કાવ્ય કૂંળાં. ૩૦

ને નાખું જ્યાં નજર મુજ નિસ્તેજને ભાવિકાળે,
ત્યાં સુણ્યાં મેં ખડખડ થતાં અટ્ટહાસો નમેરાં;
ભાળ્યા ઓળા ભયદ ઉઠતા કન્દરા ઘોરમાંથી,
ને વ્હીલાતી સકળ નિરખી કલ્પના કમ્ર મારી.
ડોલી ડોલી ડગમગ થતો દેહ લોકત્રયીનો ૩૫
ભાળ્યો મેં ચૂરનારો અરસપરસને આથડી આથડીને.

એક તાર જતાં મારું બસૂરું ગીત તો બન્યું,
ને તેથી જગ પ્રત્યેનું દષ્ટિબિન્દુ ફરી ગયું.

આપ્યો સખાએ ઉરતાર તેનો
સંવાદ મારો તહીં સાધવાને; ૪૦
અને સંભી આતમધાર ઢાળી
મથી રહી ઠાઠ જમાવવાને.
કિન્તુ મૂક્યું કરમ વિધિએ એક નૈરાશ્ય મારે.

માતા કેરે હૃદય વહતી પુણ્ય વાત્સલ્યધારે
ત્યારે ઝંખ્યો મુજ ઉરતણા તારને સાંધવાને; ૪૫
ને એ રીતે રમઝટ ફરી ગીત કેરી મચા'વા;
કિન્તુ ક્યાંથી અભાગી નયન મુજ ગ્રહે દોહ્યલાં દર્શ બાનાં ?
જેનાં માંગલ્ય હાવાં જનમભર રહ્યાં રોઈને કલ્પવાનાં ?

સખીના ને સખાકેરા સ્નેહે વાત્સલ્ય માતનું
મળ્યે, સંગીત સંવાદે ગૂંજે જીવનનું ખરું. ૫૦

૨૦ : નવેમ્બર : ૧૯૩૪

# તારાં દર્શન

તારાં નથી દર્શન પામવાનાં,
નથી છબી કે સ્મૃતિવેલ તેને
આલંબીને ફૂલફળે લચી રહે,
ને દાઝયું મારું ઉર ત્યાં રમી રહી,
તારા ઉછંગે વિસરે વિષાદને. ૫

વસી નથી લોચનમાં કદી યે
આછી ય તારી તનલેખ કે બા!
હું કલ્પનાથી ય ફરી નિહાળી
તને, કરું ખાલી જ હૈયું મારું.

ને પાંગળા શબ્દથકી મથી રહે ૧૦
આલેખવાને ગુણરૂપ તાહરાં
બધાં; પરંતુ જડ નેત્ર મારે
રમે નહીં મંગલ મૂર્તિ તારી.

ક્યાંથી રમે? મૂર્તિ નિહાળવાની
જો હોત તો કાં વિધિ ઝૂંટવે તને? ૧૫
ને કેમ બા! શૈશવથી જ દે તજી
મને પરાયાં પય ધાવવાને?

કેવી હશે લોચનમાં લસન્તી
સદા ય તારી સ્મિતની પ્રભા, બા?

કેવી હશે અન્તરની કલા એ ૨૦
વિલાસતી વત્સલ અંક તારે ?
નિષ્પાપ તારે ઉર ભાવનાઓ
કેવી હશે માર્દવની ઘડેલી ?
આછી અધૂરી પણ કલ્પનાની
વસે ન રેખા કદિ ચિત્ત મારે. ૨૫
અને યદા મુગ્ધ મથી મથી રહું
હું કલ્પવા મંગળ મૂર્તિ તારી,
નૈરાશ્યમાં નિષ્ફળ નેણ થાતાં
બોલી ઉઠે બાહુક બુદ્ધિ મારી:
'તારાં નથી દર્શન પામવાનાં.' ૩૦

'શાનાં નથી દર્શન પામવાનાં ?'
વદી ઉઠે ત્યાં સહસા જ શ્રદ્ધા,
ગભીર નાદે ઉરની ગુહાથી,
સંદેહનાં સૌ પડળો ઉખેડતી,
ને જીવને તેજ નવીન રેલતી: ૩૫
'શાનાં નથી દર્શન પામવાનાં ?
છે પામવાનાં જ, યદા નિમેષમાં
મર્ત્યત્વનાં બન્ધન તૂટશે આ;
અને યદા બુદ્બુદ ફૂટી જાતાં
ભળી જશે સાગર એ અનન્તમાં, ૪૦
નક્કી તદા દર્શન પામવાનાં.

વાત્સલ્ય સ્હોતું ઉર ને સ્મિતેભર્યું
પ્રસન્ન ત્યારે મુખ ન્હાળવાનું;
ત્યારે બધો જીવનથાક વામવો,

ઉછંગમાં અદ્ભુત ધન્યભાવથી. ૪૫
તું લૂછશે ત્યાં રજ સૌ લલાટની,
ને ચૂમશે ઊમળકેથી બાળને;
ત્યારે બધાં જ્ઞાનગુમાન મારાં
સરી જશે, ને ઉર કોરનારા
રૂઝાઈ જાશે જગ દંશ કારમા. ૫૦
નચિંત ત્યારે થઈ બાળ તારો
જંપીશ બા ! હું સુખસોણલામાં.
શી ધન્યતા ! શાશ્વત સોણલું એ
મારું ન કોઈ પછી લૂટવાનું ! ”

ને ત્યાં લગી, ૫૫
—ના જ્યાં લગી બન્ધન આ વિછૂટે,
ના જ્યાં લગી આતમ મુક્ત ઊડી
લપાય તારી સુખધામ ગોદમાં,—
તહીં લગી બા ! તુજને નિહાળવી
મારે રહી સુન્દર સત્ત્વ માંહે ૬૦
વિશાળ આ વિશ્વતણાં સદા ચે.

માંગલ્ય જ્યાં જ્યાં નિરખું, નિહાળું જ્યાં
વિભૂતિ સૌન્દર્ય તણી અનોખી,
જ્યાં સત્ય, જ્યાં પુણ્ય નિહાળું ત્યાગની
ઉદાત્તતા, જ્યાં કવિતા સુકોમળી, ૬૫
જ્યાં પ્રેમની ભાળું પ્રફુલ્લ પાંખડી,
નિહાળું ત્યાં ત્યાં તુજ આત્મની કળી,
ને અર્પું તેને મુજ રંક અંજલિ.

૨૪ : ઑગસ્ટ : ૧૯૩૬

# પાર્વતી

સૂતેલા મુજ હૈયાના જગાડે કોણ તારને?
અને કોણ બહાવે છે ત્યાંથી સ્વરની ધારને?

સીતા હશે એ करुणस्य मूर्ति? वा
તપસ્વિની એ શું હશે શકુન્તલા?
હશે શું વા એ પિનિલોપ ગ્રીસની? ૫
વા એ હશે કુમુદ સંસ્કૃતિસત્ત્વ જેવી?

અથવા ડેસ્ડિમોનાના આર્ય હૈયે સ્રવી રહ્યો
સનાતન હશે પુણ્ય પાવન સ્રોત મૌગ્ધ્યનો?

નથી કશું; એ નહિ કોઇ મારાં
આજે ઉખેળે ઉરના પડોને; ૧૦
ન આજ તેને સ્મૃતિસ્પર્શ, મારો
ગુંજી રહે અન્તરએકતારો.

દેવી કે દેવજાતા વા વાદળોમાં વિરાજતી
સુન્દરી કોઇ ના મારે વસી આજ ઉરે રહી.

પરંતુ આ અન્તરમાંહિ મારા ૧૫
ગાથા રમે આજ ગરીબ કેરી,
કલ્યાણિની; કામણુ મેં ધરાનાં
જેથી લહ્યાં સ્વર્ગ થકી અનોખાં.

પૃથ્વીને જડ હૈયે યે કવિતા આવી જો સ્ફુરે,
તો કોના ઉરમાં જૂઠી ઝંખના સ્વર્ગની રમે? ૨૦

સ્વર્ગે સદા પ્રેમતણી પ્રસન્નતા,
ગીતો સદા જીવનની વસન્તનાં,
સંતૃપ્તિનું સંતત ધામ એ તો,
પ્રદેશ એ કેવળ પૂર્ણતાનો.

કલ્પવૃક્ષ તળે શેણે સંભવે ઓરતા તહીં? ૨૫
ને તેથી સંભવે શેણે કવિતા તુજ, પાર્વતી?

મનોરથો જ્યાં ઉઠતાં વિરામે,
ન આરજૂ જ્યાં કદિ ચિત્ત જાણે,
ત્યાં સંભવે કેમ જ કાવ્ય તારું,
સ્વપ્નો તણાં સંતત સર્જનોનું? ૩૦

પંકમાં પોયણી જેવી જન્મી ગેહે ગરીબના,
ભણ્યા વિણ વણી દીધી જીવને ભવ્ય તેં કલા!

શબ્દમાં ન સરી તારી ભાવના ઉર મુગ્ધની,
તો યે કાલ જતાં ત્યાંથી મ્હોરી કવિતમંજરી.

રંગો ગ્રહી યૌવનની ઉષાના ૩૫
તેં ચીતર્યું ચિત્ર હશે રુપાળું,
નવા જ ભાવે ઉર મુગ્ધ કેરા,
ગુંજ્યું હશે જીવનગીત ન્યારું.

ગીત તે સંભળાવ્યું યે હશે તેં દેવદાસને,
શાપીને સુખનું શીળું સ્વપ્ન તેને ય અન્તરે. ૪૦

સંચી રહી તું સુખસ્વપ્ન, મુગ્ધ ઓ!
શા ભાવથી અન્તરનાં દળોમાં?
ને શા પ્રયત્ને પમરાવવા તે
મથી રહી તું જગજંગલોમાં?

જગતની સહી તેં અવહેલના, ૪૫
કટુ સહ્યા વ્રણ તેં જગવેણના;
ચહુ દિશે ચડી આંધી વિરોધની,
પણ ડગી નહિ નિશ્ચયપાંખડી.

તે ડગી, ડગતાં હૈયું નબળું દેવદાસનું;
લોપાયું ચિત્ર તારું ને ગીત તારું ડૂબી ગયું. ૫૦

અને પરાયા ઘરમાં પળી તું
સ્વમાનની જ્યોતિ અખંડ સંચી;
અને રસસ્વપ્નની ભસ્મમાંથી
સર્જી રહી તું તપ કેરું સ્વપ્ન.

એ સ્વપ્નના સર્જનકાર્યમાંથી ૫૫
માંગલ્ય મ્હોર્યું ઉરના વિષાદમાં;
નૈરાશ્યની નિર્મલ ભવ્યતા ધરી,
તપસ્વિની તું જગમાં બની રહી.

ને આત્મની સૌરભ તું બહાવતી
ફોરી રહી કો કુલમાધવી શી; ૬૦
પૃથ્વી પરે પ્રેમની પૂર્ણિમાના
તું પાથરી પુણ્યપ્રકાશને રહી.

## ઠૂંઠું

ક્ષમા, પ્રિયે! છો ઉરમાં તમારા
ચિત્રો વસે શોભન માલતીનાં,
કે મોગરાના મધુ વાસ માંહે
મોહો ભલે કે વનની નિકુંજે
લચી, ખચી, ઝૂમી રહેલ શોભા 5
વસન્તની છો નયને ભરીને
રાચો તમે, સોહત ધન્યભાવે.
મોંઘું અને માર્દવથી ભરેલું
ન લોપજો એ તમ ચિત્ર કોઈ.

પરંતુ મારે ઉર એક ઠૂંઠું 10
રમી રહ્યું એકલ ને અટૂલું;
શાખા, પ્રશાખા, મૃદુ પર્ણ જેનાં,
અધૂકડાં પલ્લવહાસ્ય મીઠાં,
ઝંઝાનિલે ને શિશિરે મળીને,
અદીઠ ઝીંકી નિજ વજ્રધારા, 15
લીધાં હરી.

પૌરુષની મૂર્તિ સમું પ્રતાપી,
નૈરાશ્યથી સંગળ, ભવ્ય શોકે,
વિરક્ત નેણે, નિરખે, હજી જે
લીલા જ લોકક્ષયકૃત્પ્રવૃદ્ધની. 20

ને આ જ ઠૂંઠા પર એક હ્હાડો
લસ્યો હશે વૈભવ પલ્લવોનો;
હસ્યાં હશે કૈં કુસુમો, લપાઇને
ત્યાં પર્ણમાં પંચમસૂર રેલી
રહ્યા હશે કોકિલ; ને મચ્યા હશે ૨૫
ઝંકાર કૈં પલ્લવ નાચતાં સૌ
વસન્તની માદક વાયુ લ્હેરે.

વસુન્ધરાના ઉરમાં ઉગીને,
આણે હશે નેણ ભરી નિહાળી
નિસર્ગ કેરી રમણીયતાને, ૩૦
વસુન્ધરાને ઉર ઊગનારી.

ને એ જ આજે,
પ્રિય ! એ જ આજે,
ઠૂંઠું બની, કાલ વિપર્યયોને,
ઝંઝાનિલોને, હિમની ઝડીને, ૩૫
ઝીલી રહે નિશ્ચલ સ્વસ્થતાથી.

એ સ્વાસ્થ્ય, એ પૌરુષ, એ નિરાશા
સુમંગલા, શોક ગભીર એ, ને
વિરક્ત એ નેણની નમ્રતા સૌ
નથી પ્રિયે ભવ્ય ? ન વન્દ્ય એ શું ? ૪૦

વસન્તમાં ભૂષણ જે થયું તે
હેમન્તમાં કો નવલી છટાથી
નિસર્ગનું ભૂષણ એ થતું નથી ?

વિરહિણીને તાપ તપી તપીને,
વિલાસશોભા અહીં પ્રભા ધરી, ૮૫
ન મેઘકેરાં નમનો નિમંત્રી?

૭ : ફેબ્રુઆરી : ૧૯૩૫

# હું તો ચહું

મને શિશુતણી ગમે સરળ સૃષ્ટિ સ્નેહે ભરી,
નિખાલસ સમત્વ ને અનઘ એક આનન્દની;
અભાન થકી જેહની જીવનધન્યતા નિર્ઝરે,
સદા મુદમયી જ મૂર્તિ જગની ઘડી જે રહે.

અને હૃદય આ નમે પુનિત શ્વેત વાર્ધક્યને, ૫
સહી કટુ ય બોજ કૈં, જગતનાં વિષો જીરવી,
નિહાળી વળી અન્ત્ય મંગલ સુયોજના વિશ્વની,
ધરે, અનુભવે વિશાળ, નયનો સમાધાનનાં.

છતાં ય દિલ તો ચહે તન યુવાનની તાઝગી,
ખુમારી નયનો તણી, ગરવઉચ્ચતા ડોકની; ૧૦
અને અધિક એથી યે અમર એની આત્માકણી,
સમત્વ શુભ કાજ જે જીવનવિગ્રહે ઝૂઝતી.

અખૂટ રસ, પૌરુષે સભર આત્મ હું તો ચહું,
જહીં મરણુ યે મહોત્સવ અપૂર્વ જેવું થતું.

૫ : જૂન : ૧૯૩૮

# શાશ્વત યૌવનશ્રી

शान्तानुकूल पवनश्च शिवश्च पन्थाः
હું શી વિધે કહી શકું તુજ આ પ્રયાણે ?

તું તો ચહે ગિરિવરો સમ અબ્ધિલોઢે
ન્હાની ય નાવ નિજ ખેલવવાનું કોડે.

આંધી યદા ચહુદિશે ચડતી અને એ	૫
આકાશના અમર દીપ બુઝાવવાને,
ગાંડો મહાબ્ધિ જવ તાંડવ રુદ્ર ખેલે;
જ્યારે શશી, રવિ, ગણો ગ્રહતારકોના
આકાશની કુહરમાં થઇ દીન છૂપે,
ને મત્ત એક જવ અબ્ધિ પ્રચંડ હાસે	૧૦
ગાલે અનન્ત પ્રલયંકર ગીત ગુંજી,
ત્યારે યુવાન ઉર તારું ચહે જયશ્રી.

તારે ન મૌક્તિક તણી મનમાં મહેચ્છા;
તારે વિરાટ નિધિના બળ ચંડ સામે
પોતાનું પૌરુષ જ માત્ર ચકાસવાનું,	૧૫
ને એ વિધે કરવું યૌવનને કૃતાર્થ.

આજે ય તું ઉર તણી તુજ એ અભીપ્સા
સંતોષવા જલધિ ભેર સુકાન વાળે;

બીજા યદા અનુભવી જલખેડુઓ સૌ
તીરે રહી, ધડકતા હૃદયે નિહાળે ૨૦
કંકાળ તાંડવ મહાબ્ધિની ઊર્મિઓનું,
ત્યારે રમે સફરનાં નવસાહસોનાં
સ્વપ્નોની સૃષ્ટિ નવલી તુજ નેત્ર સામે.
તેને કહું કયમ હું, "વાયુ હજો પ્રશાન્ત?"
વા "માર્ગ હો સરળ ને શિવ હો પ્રવાસ?" ૨૫

ચિત્તે વિમુગ્ધ, શઢ પૂર્ણ ફુલેલ તારી
નૈયા તણા નિરખી હું રહું મૌન ધારી,
ને રેખ એની ક્ષિતિજે જઈ ઝંખવાતી
ત્યાં વન્દું ધન્ય તુજ શાશ્વત યૌવનશ્રી.

૮ : જુલાઈ : ૧૯૩૮

# ભૂકમ્પ

મારાં રોષે જરી જ્યાં નયન ભરું તહીં, વહ્નિઝાળો લભૂકયે,
હેલે લીલાં ચડ્યાં સૌ વન, ઉપવન ને વૃક્ષનાં વૃન્દ, શૈલો
જેનાં નેણે નિહાળ્યા શત શત ઇતિહાસો મહા માનવીના,
તે સર્વે એક સાથે, ઘડી અધઘડીમાં ભૂખરી ભસ્મ થાયે.

હું મારો ફેરવું જ્યાં સબળ કર 'તહીં, સાગરે શૈલ જાગે,
ને મારા સ્પર્શમાત્રે અતલ સમદરે શૈલના શૈલ ડૂબે;
હુંકારે સ્હેજ મારા પ્રકૃતિ થરથરે, દિગ્ગજો દૂર ન્હાસે,
મારા ઘેરા નિનાદે અબળ સબળને સ્વેદ અંગે વછૂટે.

સૂતેલા મેં જગાડ્યા કંઇ કંઇ ધરણીખંડને નિંદમાંથી,
સૂવાડયાં કૈંક રાષ્ટ્રો સમદરજળની સેજમાં મેં ઘડીમાં;
મેં લોપ્યાં સંસ્કૃતિનાં વિધવિધવરણાં ચિત્ર ફુત્કારમાત્રે,
મારા લીલાવિલાસે પ્રલયસૃજનનાં કારમાં દૃશ્ય જાગે.

સંહારી જીર્ણતાને, સરજન નવલાં કાજ માર્ગો ઉઘાડું,
પૃથ્વીના ફેફસામાં અતિસમય રહું પૂરી હું પ્રાણવાયુ.

૨૭ : જાન્યુઆરી : ૧૯૩૪

# અમાસ

મને ગમે અદ્દ્ભુત ને અનન્ય આ
અંધારી તો યે રજની અમાસની.

મને ગમે બીજની ચન્દ્રરેખા,
પ્રતીચીના શોભન ટીલડી શી;
મુગ્ધા તણા કો શરમાળ દેહના ૫
વળાંક શી, મોહક જેની બંકિમા.

મને ગમે આઠમની ય શોભા,
તમિસ્રને તેજ થકી ઉજાળતી;
ને તેજને આછ દઈ તમિસ્રની,
નિગૂઢતા કો અતિ રમ્ય ધારતી. ૧૦

અને વસે પૂનમની પ્રસન્નતા
મારે ઉરે, જ્યાં મૃદુતા મયંકની
પૃથ્વી તણા અન્તરમાં, અમીથી
સુષુપ્ત સૌન્દર્ય ફરી જગાડતી.

બીજની બંકિમાથી હું પૂર્ણિમાના પ્રસાદને, ૧૫
મૌગ્ધ્યથી નિરખું તો યે વાંછું એક અમાસને.

અન્ધારને અર્ણવ બૂડતાં ભલે
સૌન્દર્યનાં ધામ સમસ્ત લોકનાં;

ઉદ્દીપનો સૌ સુકુમાર કાવ્યનાં,
શમે ભલે એકલ શૂન્યતામાં. ૨૦

છતાં નિશા એ જ ચહું અમાસની,
અનન્તતા જ્યાં નભની થતી છતી;
જ્યાં શુક્ર કેરા શુચિ, શીત સૌમ્યના,
ને ભૌમકેરા સુરખી થકી ભર્યા,
પુંજો પ્રભાના લહરાય તો યે, ૨૫
ઝગી શકે એકલ તારિકા યે,
શકે ઝગી દુર્બલ કોડિયું યે,
ને પાથરી તે ય શકે પ્રકાશને.

શશી તણી સૃષ્ટિ ગમે છતાં ય તે
અનન્ય હું તો ગણું આ અમાસને. ૩૦

૩૧ : મે : ૧૯૩૮

# તવ સ્પર્શે

અદેખી આંખોનાં પડળ તવ સ્પર્શે ઉતરિયાં,
તદા એની એ મેં પુનરપિ નિહાળી પ્રણયની
પ્રફુલ્લેલી વેલી, સુરભિ નિજ મોંઘી બહવતી
ઉરે, નેણે, રોમે જનકુલ તણાં ને જગતનાં.

૬ : ઓક્ટોબર : ૧૯૩૫

## સોપાને વ્યક્તિના

ઊઠે ફરી સાગરસેજથી ઉષા,
આ પુણ્યની કોમળ પાંદડી સમી,
શુચિસ્મિતા, મુગ્ધ, સુરમ્યદર્શના,
ભાલે ધારી વિમળ નવલી ટીલડી તારલાની.

અંગે કૌમારની આછી હેલતી રમ્ય મુગ્ધતા, ૫
નયને ઝળકે એનાં સુરમ્ય સ્મિત તેજનાં.

અને ફરી શૈશવથી સુહાગી,
પૃથ્વીપટે રેલવતો પ્રસન્નતા,
ઊગી રહે ભાનુ વરેણ્ય ભર્ગથી,
આરાધે શુભ્ર જેનાં કિરણુ કવિગણો ગીતગંગોતરીથી. ૧૦

લસે ફરીથી નવબાજરી તણાં
ઉરે ધરી લીલમ શસ્યશ્યામલા;
અને ફરી મેઘરજે વિમુક્ત આ
ભૂરું ને ભવ્ય રાજે ગગનતલ રસ્યું કેસરી કો કુમાશે.

ફરી જળો પલ્વલનાં પ્રસન્નતા ૧૫
ધરી રહે વ્યોમ ગભીરની મહા,
મહીં નિહાળે તરુવૃન્દ તીરનાં
પોતાનું બિમ્બ જેમાં પુનરપિ ઉછળે યૌવનશ્રી અશેતી.

ફરીથી વ્યોમને હૈયે ભવ્ય ગંભીરતા વસે;
ફરીથી પૃથ્વીને હૈયે સૌન્દર્ય છલકી રહે. ૨૦

*

છતાં ય હૈયે ક્યમ માનવીના
ફરી ઉષાના વિલસે સુહાગ ના?
પ્રસન્નતા કેમ ફરી ન પાંગરે?
ને ના પાછી રહે કાં મઘમઘી, મધુરી સૌરભો સ્નેહશીળી?

માનવીજીવને ઓટ એકદા જે થયેલ તે, ૨૫
ફરીથી યૌવને આઢ્ય ભરતી કાં લહે નહિ?

સ્મિતપ્રભા શૈશવની સુકેલ તે
ફરી ન શોભે અધરે વિરાજતી?
કૌમાર કેરા વણુસેલ કોડ તે
ફરી ન શાને નવપુષ્પ પાંગરે? ૩૦

ગયેલાં નીર ગંગાનાં ફરી પાછાં ન કાં વહે?
શમ્યા યૌવનનો પાછો અમીસ્રોત ન કાં સ્રવે?

શું માનવીજીવનના પ્રવાહમાં,
ફરી ન પૂર્વસ્થિતિ ભાળવી કદિ?
ગયેલ શું પાછું કદી ન આવતું? ૩૫
સંગીત શું સૂર સહે વિરામતું?

તો પછી તપ ને ત્યાગ, સ્નેહ, ઔદાર્યની કથા
શાને સર્વ? અને શાને આશા કેરી ઉપાસના?

32669

વિનાશ આત્યન્તિક માનવીને
લખ્યો લલાટે યદિ, તો નકામો ૪૦
સંભારવો નિસ્તલ ભૂત! શાને?
વા રાચવું શે તટ ગૂઢ ભાવિને?

એથી તો મોજથી માણી વર્તમાન તણી પળો;
ઝીલવાં જિન્દગીકેરાં જળ એ શું ભલું નહિ?

*

બાલ્યે કોળી અને મ્હોરી, પ્રફુલ્લી યૌવને, ફળી, ૪૫
વાર્ધક્યે પકવતા પામી, વ્યક્તિમાત્ર વિરામતી.

એકના એ વિરામેથી આરંભ અન્ય કો કરે,
ને તેનો અંત ત્રીજાનો પ્રારંભતાંતણો બને.

બીજથી ફળ ને પાછાં ફળેથી બીજ નિર્ગમે,
ત્યાં વિનાશ કશાંનો ક્યાં રહ્યો વિશ્વોન્નતિક્રમે? ૫૦

વ્યક્તિઓ વિરમે તો યે બાલ્યની દિલમુગ્ધતા,
નવયૌવનની નિત્ય યુયુત્સુ વિજિગીષણા,
સમાધાનભર્યું સ્વસ્થ શ્વેત વાર્ધક્ય, સૃષ્ટિની
અમોલી કવિતા આ તો યુગોથી વિલસી રહી.
આ ને સૃષ્ટિપટે તેની સીંચી સૌન્દર્યધારને, ૫૫
માનવી ક્ષુદ્રમાંથી એ મહેશ્વર ઘડી રહી.

સૌન્દર્ય સ્થાપવા વિશ્વે, સૃષ્ટિનો હેતુ સાધવા,
પાશવી વાસનાઓથી પ્રભુતા પમરાવવા,

આથરેં સત્વસંશુદ્ધિ વ્યક્તિમાત્ર મથી મથી,
ને રહે નિજ રીતેથી, કલા વિતરી આત્મની. ૬૦

વાદળી વરસી રે'તાં ભવ્ય ભૂરાશમાં ભળે,
માનવી તે વિધે અન્તે જઇ આનન્ત્યમાં શમે.
સોપાને વ્યક્તિના, ઊંચે સમષ્ટિ ચડતી જતી,
ઊંચે ઊંચે, હજી ઊંચે શિવ સૌન્દર્યની ભણી.

૨૫ : ઑક્ટોબર : ૧૯૩૪

## સ્પર્શ તારો

એ સાંભરે સ્પર્શ મને હજી યે,
–જે સ્પર્શ તેં નીરવ એ નિશીથે
કર્યો મને ને મુજ દૃષ્ટિ પાસે
નવી રચી તેં જગકેરી યોજના.

શો સ્પર્શ એ? કામણ શાંય તેનાં? ૫
કે આંખમાં ચિત્ર વસેલ જે જે
અદ્યાપિ, તેના પલટી જ રંગો
ગયા બધા; ને નવલાં જ નેણે
એ ચિત્રને મેં નિરખ્યાં પછીથી.

અદીઠ કો મંગળ વિશ્વયોજના, ૧૦
અખંડ કો ઋત તણી ઉપાસના,
તરી રહ્યાં દૃષ્ટિ સમીપ મારી,
કારુણ્યથી તેં જવ સ્પર્શ તારે,
ઊઘાડિયાં આતમનેણુ માહરાં.

આંખે ચડયાં'તાં પડળો અસૂય ને ૧૫
ખૂટેલ શ્રદ્ધા મુજ રંક હૈયે,
અને અવિશ્વાસ થકી પડ્યો'તો
હું દૈન્ય ને દાસ્ય મહીં જ ડૂબ્યો.
સાશંક ત્યારે મુજ શી દશા હતી?

અફાટ આકાશતણા ઉછંગે ૨૦
ઉપગ્રહો ને ગ્રહમંડળો સૌ,
નિહારિકાનાં દળ : એ બધાંને
મળી ગયાં નિશ્ચિત સ્થાન તેમનાં,
અને પળી સૌ ઋતને પથે રહ્યાં.

ને આંહિ યે ભૂમિ પડી અફાટ, ૨૫
તેની પરે ભૂચર, ખેચરો ને
જલે ચરી જીવ રહેલ તે બધાં
પામી જ પોતા તણું સ્થાન, આજ વે
ધપી રહ્યાં જીવનના પ્રવાસે.

ત્યારે હું કાં એક જ આમ આથડી ૩૦
રહું નિરાધાર, નિરાશ હૈયે ?
નિગૂઢ આ વિશ્વની યોજનામાં,
મારું જ શું એકનું સ્થાન ના કયહીં ?
મને જ કાં આ જગ ભીંસવાને
ને પીસવાને નિજ વજ્રદાઢમાં ૩૫
ચોમેરથી કેવળ આવતું ધસી ?

નિસર્ગ આ પાલવ પાથરીને
ફૂલે, ફળે વૈભવથી લચ્યો ખચ્યો,
ને વ્યોમની આ નટડી મહેલરી
ક્ષણે ક્ષણે વસ્ત્ર નવાં નવાં ધરી, ૪૦
પંખી ગણો યે નિજ કંઠ ખોલી
ગીતો તણી ધાર અખંડ રેલી

હસી રહ્યાં કાં મુજ દૈન્યની પરે?
બાળી રહ્યાં એકલ કેમ રે મને?

સંવાદથી વિશ્વ સમસ્ત આ સરે, ૪૫
શાને જ તો જીવન એક મારે,
મચે વિસંવાદ તણી કઠોરતા?
મારે ન શું અન્તર ઠારવાનું
ઠામે કહીં? કે નહિ હું જ ઠામ
શું કોઈનાં અન્તર ઠારવાનું? ૫૦
મારે નિરુદ્દેશ ભમી ભમીને
વીતાવવાં આમ જ આયુ મારાં?

શો યે હતો સંશયડૂબિયો હું
થયેલ જ્યારે નહિ સ્પર્શ તારો?

–અને થયો મંગળ સ્પર્શ તારો ૫૫
રોમાંચ અંગે મુજ પ્રેરનારો
મને, તદા એ પડળો ચખેથી
સૌ ઊતર્યાં ને નયનો નવાં કો
લાધ્યાં મને વિશ્વ નિહાળવાને.

એનાં જ એ દૃશ્ય નિસર્ગ કેરાં, ૬૦
જ્યોતિર્ગણો એ જ વળી અનન્તના,
ભાસ્યાં મને એક અખંડ રૂપે.

જલે, સ્થલે ને નભમાં લસન્તી,
સજીવ, નિર્જીવ સમસ્ત સૃષ્ટિ, ૬૫

નિસ્તેજ ને તેજધરી સમષ્ટિ,
અંગાંગ સૌ વિશ્વવિરાટદેહનાં.

એ વિશ્વની જંગમ સૃષ્ટિ કેરું
હું તેજ ને ચેતન કેરું બિન્દુઃ
—બિન્દુ ય તે તેજ વિરાટ કેરું, ૭૦
સ્ફુલિંગ યે ચેતન ભવ્ય કેરો—
વિરાટ એ દેહનું અંગ હું યે,
શે હોઉં હું ભિન્ન અનન્ત વિશ્વથી ?

શું અંગ તે દેહથી ભિન્ન હોય ?
સ્ફુલિંગમાં પાવક શું વસે ના ? ૭૫
તરંગ તે નીર વિના ટકી શકે ?
સંગીત ને શબ્દ કશે જુદાં વસે ?

છૂટી છવાઈ વિખરેલ તો યે
સૌ પાંખડી એક જ પુષ્પ કેરી,
સ્વરો બધા ભિન્ન છતાં ય સાધતા ૮૦
સંગીતની મંજુલ એકતા મળી;
અંગાંગ સૌ વિશ્વશરીર કેરાં,
જુદાં અને ભિન્ન પ્રમાણનાં છતાં
ગૂંથાઈને કોમળ ઐક્ય તાંતણે,
રચી રહ્યાં સૌષ્ઠવ દેહ એકનું. ૮૫

એ દેહથી ભિન્ન જ હોઉં કેમ હું ?
એ દેહ યે ભિન્ન જ હોય શી વિધે

મારાથી? ને ઐકય અખંડ માંહિ
અંશે વિસંવાદ તણો વસે શે?

આ વિશ્વની આન્તર યોજનામાં ૯૦
હું અંગ બીજાં સહુ સર્જનો સમો,
મારે ય, બીજાં સહુ જેમ, મારાં
કર્તવ્ય શું સંતત ભીટ માંડવી,
ને એમ સંવાદ સદા ય સાધવો
આ વિશ્વના મંગળ ગીત કેરો. ૯૫

નિસર્ગ યે અંગ જ એહ દેહનું,
જેનું બન્યો અંગ હું માનવી યે;
તેનો નથી પાલવ પુષ્પ ને ફળે
પૂર્યો ભર્યો ને છલકાઈ જાતી
સૌન્દર્યની રિદ્ધિ નથી ય તેની ૧૦૦
નેણો અધીરાં મુજનાં જ ઠારવા,
કે તોષવાને મુજ ઇન્દ્રિયોની
ભોગેષણાને નિતની અધૂરી.

તેણે ય તેના ઋતને પથે જવું,
અફાટ સૌન્દર્યમહીં ઊતારી ૧૦૫
પોતાતણી આત્મકલા અનોખી,
ને એમ તેણે પણ સાધવો રહ્યો
સંવાદ આ અદ્ભુત યોજનાનો.

નિસર્ગ ને માનવ હું ય : બન્ને
અંગો અમે એક જ દેહ કેરાં; ૧૧૦

ત્યાં કોણુ કોના ઉપભોગ કાજે ?
કરે જ વા કો ઉપહાસ કોનો ?

એ તો હતી દૃષ્ટિ મળે ભરેલી;
વૈષમ્યને સામ્ય મહીં ય જોતી;
વિરાગ કે રાગ ન'તા નિસર્ગે, ૧૧૫
પંખી ગણોના કલકૂજને કે,
વિલાસ માંહે નભની નટીના.

સૌન્દર્યની રિદ્ધિ, વિલાસની એ
ન્હોતી છટા કાજ કશાંય બીજાં.
એ તો હતી કેવળ વિશ્વ કેરા ૧૨૦
સંવાદને એક જ સાધવાને.
મેં નેણુ કેરાં પડળો અસૂયથી
આરોપિયા રાગ વિરાગ તેમાં.

ને સ્પર્શ તારે પડળો ગયાં જ્યાં
એ ઊતરી, ત્યાં ભ્રમ ભાંગિયો, અને ૧૨૫
મેં રૂપ તેનાં અવિકાર ન્હાળ્યાં.

ભૂલાય એ કેમ જ સ્પર્શ તારો ?
–જે સ્પર્શથી નેણુ નવાં મળ્યાં મને,
જે સ્પર્શથી જીવનના વિષાદની
ગૈ આથમી ઘેઘુર કાલિમા અને ૧૩૦
ઉષા ઉગી નૂતન દર્શનોની
ઋતંભરી, મંગળ મૂર્તિ, ભવ્ય;
જે સ્પર્શથી મેં મુજ સ્થાનને લહ્યું

વિરાટ આ વિશ્વની યોજનામાં.—
એ સ્પર્શ તારો વિસરાય શેણે? ૧૩૫

સરે ભલેને સુખદુઃખ કેરા
સ્પર્શો તણી સૌ સ્મૃતિ અન્તરેથી:
સરો ન તારી સ્મૃતિ એકલી આ
અન્ધારને જીવનના ઉજાળતી.

૧૩ : ઓક્ટોબર : ૧૯૩૫

## પન્થ તારા

નિસ્તેજ મારાં નયનો પરે ધરી
તેં આંગળીની તુજ કોમળી કળા,
ત્યાં આંખડી અંતરની નિહાળતી
તારા પ્રદેશોની પ્રભા પનોતી;
ને આંસુમાં યે અણુદીઠ ભાળી ૫
મેં શાશ્વતી કો રમણીયતાને.

ને કર્ણમાં તેં સ્વરધાર તારી
સુરમ્ય રેલી તહિં યાતનાના
સૌ આર્તનાદો જગના શમી ગયા;
ને અંતરેથી મુજ ઊખડી ગયાં ૧૦
શલ્યો બધાં વેણ અસૂય કેરાં.

ને ભગ્ન મારા ઉરમાથ જ્યારે
તેં ઢાળ્યું તારું ઉર કાવ્યભીનું;
ત્યારે વ્રણો તીવ્ર કૃતઘ્નતાના,
અન્યાયના, દ્વેષતણા રુઝાયા. ૧૫
ને મેં ગણેલા સ્વજનો જ જેને
તેણે ય નિત્યે અવળી જ આંખે
ન્હાળ્યો મને, અન્તરદાહ તેના
મારે ઉરે સૌ પલમાં શમી ગયા.

વિશાળ તારે ઉર, મારું ફૂલડું 20
ભળી ગયું જ્યાં ઉર, ત્યાં જ ક્ષુદ્રતા
સંસારના સ્વાર્થ તણી ટળી ગઇ;
ને નેણુ મારે અદકી વિશાલતા
ને અન્ય કો મંગલ ગૂઢ યોજના
વસી ગઇ વિશ્વ સમસ્ત કેરી. ૨૫

તો 'પન્થ તારા જગમાં નકામા'
એ વેણુ હું લોકતણાં ગણું કાં?

૨૧ : મે : ૧૯૩૫

## પહેલો દિવસ

અને બે આથડયાં જેવાં સૈન્યો ભીષણ મેઘ શાં,
વીર ઘોષ વડે ડોલી ઊઠયાં દિગદિગન્ત ત્યાં.

ઝડી પ્રલયવેળાની સૂસવી શરની રહી,
રણધીર તણાં મોંઘાં માનને મોડતી રહી.

અને કવચ, ખડ્ગો ને શિરત્રાણ અનીકના ૫
ચમકી ચળકે જાણે વીજળી ઘનસંગમાં.

સૈન્યની પદધૂળે આ આવર્યાં ભર્ગ ભાનુના,
ને તહીં આભપાટેથી અંધારાં ઘોર ઊતર્યાં.

ગર્જના, શરધારા ને સળાકા અસ્ત્રશસ્ત્રના
જોતાં દુર્દિન ભાસે છે ગોરંભ્યો કુરુક્ષેત્રમાં. ૧૦

ને ધસી સામસામા એ પાર્થ ને કુરુસૈન્યના
સેનાની વીંઝતા શસ્ત્રો વીરહાક વહાવતા.

ટપોટપ ઢળે ધીંગાં વૃન્દો માતંગનાં, અને
તેજી તોખારનાં અંગો શરોથી સહસા પડે.

કયહીં મુકુટથી સ્હોતાં પડે શિર અનેક તો, ૧૫
બાહુઓ કયહીં રત્નોનાં વલયે ઓપતાં પડે.

સૂસવી સૂસવી આવે શરો વિષધરો સમાં,
મુકુટો મણિના મોંઘા પરોવી નિજ દાઢમાં.

પ્રલયાગ્નિ તણી ભૂખી જીભ શાં ખડ્ગ ઊછળે,
ને કયહીં ઘોર ઘોષેથી અગ્ન્યસ્ત્રો આભને ભરે. ૨૦

આમ ચોપાસ વીરોની રમણા રણની મચી,
ને મચી કારમી ક્રીડા કાલ ને કાલિકા તણી.

સહોદર તણી સંગે દુર્યોધન અંહી ધસી,
રેલતો શરની ધારા ભીમની પર સામટી.

પણ ભીમ વહાવીને કંઠથી નાદ કારમો, ૨૫
ઝઝૂમે છેદતો શીર્ષો અરિનાં વનરાજ શો.

ને મ્હણે શલ્યની સામે યુધિષ્ઠિર ધસી ધસી
શર રૂપે રહે વેરી સ્ફુલિંગો ક્ષાત્રતેજના.

શલ્ય યે વિસ્તરે સામી વિભૂતિ નિજ વીર્યની;
આમ શૌર્યતણી સ્પર્ધા સર્વત્ર સબળી મચી. ૩૦

ગ્રીષ્મમાં હિમના જેવાં સર્યાં વાર્ધક્ય વૃદ્ધનાં,
ને બધાં એક સાથે આ તરી તારુણ્યમાં રહ્યાં.

આંહી દ્રોણ રહ્યા ઘૂમી મદભેર યુવાન શા,
રોમ રોમ થકી એનાં સ્ફુરે છે ભવ્ય ચેતના.

રથીના રથને છૂંદે નિજ એક પ્રહારથી, ૩૫
હણે છે હયને તાતાં નિજ એક જ તીરથી.

એના ખડ્ગ તણા ઘાવે મત્ત માતંગ આ ઢળે,
એના એક મહાનાદે અંગાંગો અરિનાં ગળે.

ને અહીં કુરુવૃદ્ધોના અગ્રયાયી રમી રહ્યા,
શ્વેત વાર્ધક્યમાં યે શાં તેજ તીખાં તગી રહ્યાં! ૪૦

એના શરપથે આવ્યું પ્રાણી કોણ બચી શકે ?
એની ડણુકથી કોને હૈયે ના ભય ઊભરે ?

ઝીલે છે અરિનાં શસ્ત્રો ધૂર્જટિ જેમ કુન્હને,
ને ઝીંકે નિજ શસ્ત્રો એ મઘવા જેમ વજ્રને.

ધસે છે એમની સામે વીર પુત્ર વિરાટનો, ૪૫
રોમે રોમ વિશે જેનાં વહે પ્રવહ વીર્યનો.

ધસીને ગૌરવે ઘેરી ગર્જનાને કરી કરી,
છેદે ગાંગેયકેરા એ સહસા ધ્વજસારથિ.

અને ત્યાં કૌરવી સેના આખી યે રહી ઉમટી
મથે છે રોકવાને એ શ્વેતકેતુ તણી ગતિ. ૫૦

કૃપાણો ક્યાંકથી કાળાં, સણળી સાંગ ક્યાંકથી,
ક્યાંકથી ખડ્ગ ને આવે ક્યાંકથી હાર બાણુની.

ક્યાંકથી મૂશલો કેરા પ્રહારો વજ્રના થતા,
તો વળી ક્યાંકથી આવે કડૂડી કારમી ગદા.

અને ગાંગેય યે વેરી નેણુની નિજ વીજળી; ૫૫
ટંકારે ધનુના ગાઢી ગુહા આકાશની ભરી;
લેવાને વેર છોડે છે શરોની ધાર મેઘશી;
સહી કેમ શકે લેશે તેજોવધ મહાબલી ?

બાણો ગાંગેયનાં વીંટી વળે છે શ્વેતકેતુને,
ને છેદે પલમાં એના રથના સર્વ અશ્વને. ૬૦

અને આ પડતો એનો રથધ્વજ ધરા પરે,
રજોટાઇ રહ્યો આંહી રણે રુધિરકર્દમે.

સારથિ પણુ એનો આ ભીષ્મનાં ભીષ્મ બાણુથી
વીંધાઇ જઇને નીચે રથેથી પડતો ઢળી.

અને આ રથ યે આખો ભાંગી ભૂકો થઈ જતો, ૬૫
તો ય જોબનઘેલાનો મહોત્સાહ વધ્યે જતો.

અને પ્રૌઢ ગદા ધારી ધસતો સિંહનાદથી,
વૃદ્ધ ગાંગેયને દેવા પ્રતીતિ નિજ શૌર્યની.

ધસ્યો એ, ધસતો જેમ કેસરીનો કિશોર કો
મત્ત માતંગના કુમ્ભસ્થળે ગૌરવગાજતો. ૭૦

ને ચઢી રથ માથે એ ગદાઘાત પ્રચંડથી,
ચૂર્ણું ચૂર્ણું કરી નાખે ભીષ્મનો રથ એ તહીં.

"ધન્ય ધન્ય !" વદી ઊઠે સર્વ ત્યાં સૈન્ય પાર્થનું,
ભીષ્મને ય વસે હૈયે વીરકર્મ કિશોરનું.

ને બીજા રથમાં બેસી કૌરવોના મહારથી, ૭૫
સૂર્યશાં દીપ્તિવાળાં એ શર ભાર્ગવને ધરી,
ને આકર્ણું ચડાવીને પ્રત્યંચા, શર છોડતા,
શ્વેતકેતુ ભણી, ને ત્યાં હાહાકાર મચી રહ્યા.

શ્વેતકેતુ પડ્યો નીચે, ધનુઃટંકાર ભીષ્મના,
ને નાદો કૌરવો કેરા ભરી આકાશને રહ્યા. ૮૦

આવતી રાત્રિએ ત્યાં તો અંચળો અંધકારનો
પાથરી યુદ્ધના પ્હેલા દિનને તહીં આવર્યો.

## બીજો દિવસ

બીજા દિનતણી આછી ઝળકી સૂર્યની પ્રભા,
ત્યાં ફરી અગ્રણીઓએ સૈન્યોના વ્યૂહ ગોઠવ્યા.

ફરી શંખસ્વનોકેરી મચી ધૂમ વડી રહી,
ને ફરી સિંહનાદોથી ધરણી ડોલતી થઈ.

ફરીથી અશ્વરાજોના પદાઘાતે રજો ચડી   ૫
આકાશે ઉષ્ણુરશ્મિનાં રશ્મિને આવરી રહી.

ને મહામેઘ શા મત્ત, ઘૂર્ણમાન ગજેન્દ્રના
કંઠમાં ઊભરી પાછી ગભીરી ગર્વગર્જના.

ફરીથી આથડ્યે ખડ્ગો સ્ફુલિંગો ત્યાં ઝરી રહ્યા,
ને અગ્ન્યસ્ત્રતણા ઘોષો ઘોર ત્યાં ધમકી રહ્યા.   ૧૦

અને ઝંઝાનિલે પ્રેર્યા બે મહાબ્ધિતણાં જળ
ઊછળી, આથડી થાયે યથા લીન પરસ્પર;
તે વિધે રણવાદ્યોએ શૌર્ય જેનાં પ્રબોધિયાં,
એવાં એ સૈન્ય વેગેથી લીન અક્કેકમાં થયાં.

અને ત્યાં પડવા લાગે નરવીરો અસંખ્ય ને   ૧૫
શબો ત્યાં હય હાથીનાં રુંધી વાટ રણે રહે.

ખેંચેલા ધનુવાળા ત્યાં કપાયે કર કોઇના,
તો શીર્ષો કોઇનાં ઊડે કિરીટો જહીં શોભતા.

કોઇના પદ, કોઇનાં ધડ, કાંડાં ય કોઇનાં;
કોઇનાં જાનુ ને જંઘા કપાઈ પડતાં રહ્યાં. ૨૦

પરાક્રમતણી તેમાં પ્રબળી પ્રતિભાભર્યો,
ઘૂમી ભીમ રહે પેલો મૂર્તિમન્ત કૃતાન્ત શો.

નવાં રુધિરની મોંઘી અર્ચાથી અંગ ઓપતાં,
ક્રોધોત્સાહભર્યાં તેનાં રોમે વહ્નિ ભભૂકતા.

કંઠમાં ડણુકે એના સિંહની શૂર ગર્જના ૨૫
નયને ઝળકે એના ડારતી તીવ્ર તર્જના.

આ તેનો રથ ખૂંદીને ખડકો શબનાં ધસે,
ને તેનાં જ શબે તેની પાસે દુર્ગ નવા રચે.

એવા દુર્ગમ દુર્ગોને વેગથી એ વટાવતો,
સેના કૌરવની આજે શતધા સંહરી રહ્યો. ૩૦

ઝંઝાના ઝાપટે જેવાં તરુઓ ઊખડી પડે,
શાખાઓ ને પ્રશાખાઓ કડૂડી ભોંય પેં ઢળે,
ત્રસ્ત પત્રરથોકેરી ચિંચિંચારી તહીં મચે,
ને હૈયે ધરતી કેરા ધ્રાસકા ભયના પડે;
ભીમના ઝાપટે તેમ સૈન્ય કૌરવનું ઢળે. ૩૫
ને કાળી કિકિયારીનો કકળાટ તહીં મચે.

અટ્ટહાસ તહીં રેલી વીરકર્મી વૃકોદર,
પૌંડ્રના પ્રબળા નાદે ગાજતો ગર્વનિર્ભર.

તેવામાં ક્યાંકથી આવે ધસી રાજા કલિંગનો,
ને વડાં નિજ સૈન્યેથી ઘેરે છે માર્ગ ભીમનો. ૪૦

પણ શીર્ષ કરી ઊંચું જરી ગૌરવભેર ત્યાં,
ભીમ એ સૈન્યને ન્હાળે નયને મદથી ભર્યાં.

ન્હાળે વનગજોકેરાં યૂથને જેમ કેસરી
ગર્વભેર હલાવીને સટા યાળતણી જરી,
ને ભરી ફાળ, યુક્તિથી કરકૌશલ્ય ચૂકવી ૪૫
કરીનું, કુમ્ભને ભેદી નાખે નિજ પ્રહારથી;
તેમ એ સૈન્યને ન્હાળી, ગદા તોતિંગને ધરી,
રહ્યો ચોમેર ઘૂમી ત્યાં પાર્થનો કુલકેસરી.

ને તોળી તોળીને ઝીંકે ગદા નિજ પ્રચંડ ત્યાં
વજ્ર શા અસ્થિબન્ધો યે અરિના ચૂર્ણ થૈ જતા. ૫૦

છુંદાયાં શત શીર્ષોની ખોપરી રવડે રણે,
તે પરે નાચતો, ઝીંકી ગદા સર્વત્ર એ રહે.

એનાં વજ્જર અંગોમાં ખૂંપે ના શર શત્રુનાં
રણે વ્યાયામથી એનાં જોમ ના લેશ ઓસર્યાં.

અને ઘૂમી રહે ઘેલો એકલો અરિસૈન્યમાં, ૫૫
એકલો તો ય ગાળન્તો ગાત્રો શતસહસ્રનાં.

નાસે ચોમેર ત્રાસેલા સૈનિકો સૌ કલિંગના,
પ્રવેશે કોણ સ્વેચ્છાથી મૃત્યુની વજ્રદાઢમાં ?

પણ એક ન નાસ્યો ત્યાં રાજપુત્ર કલિંગનો,
વીરશ્રી વરવા જેને અભિલાષ ઉરે થયો. ૬૦

નસેનસમહીં એની નવું યૌવન નાચતું,
રોમેરોમ રહ્યું એનું વીરકર્તવ્ય ઝંખતું.

ભીમની ભયપ્રેરન્તી ડણુકે ય ન એ ડરે,
ને સજી ચાપ કોડીલો વૃકોદર ભણી ધસે.

ને કાપી શરધારાથી અશ્વસારથિ ભીમના, ૬૫
હર્ષને નિજ રેલી એ રહે છે વીર ઘોષમાં.

વૈરાનલભર્યો દોડે તહીં વેગે વૃકોદર,
ને ધીંગા ઘાવથી એને ઢાળી દે છે ધરા પર.

ને છતાં નવ ંહીલાઇ એનાં સ્મિતતણી પ્રભા;
લોપી ભીષણ મૃત્યુ શેં શકે સ્મિત કૃતાર્થનાં ? ૭૦

પુત્રનાં વૈરથી દાઝ્યો તહીં નૃપ કલિંગનો,
ગજારૂઢ ધસે વેગે ગાળવા ગર્વ ભીમનો.

અને એ પાર્થ યે સામો લઇને ખડ્ગ દોડતો,
પગલે પગલે એનાં ધરા ધમધમાવતો.

આમથી ધસતો આવે કરીવર કલિંગનો, ૭૫
ને ધસે આમથી સામો પ્રતાપી પુત્ર પાંડુનો.

ચડી વંટોળની પાંખે, મહીધર સમા મહા
મેઘ બે આવરે અંગેઅંગ આભ અનન્તનાં,
ને ધસે સામસામા એ પાથરી શ્યામળી પ્રભા,
તેમ એ મેઘ શા બન્ને સામસામા ધસી રહ્યા. ૮૦

આ બન્ને આથડ્યા ! ને આ સરી ગહન ગર્જના !
ત્રાટકી વીજ આ ! ને આ પ્રલેપૂર ફરી વળ્યાં !

એમ ઔત્સુક્યના ભાવે સૈન્ય બન્ને ભરાય છે,
ને બન્ને પર સૈન્યોનાં નયનો સ્થિર થાય છે.

ફૂંફાડો ગજકેરો ને ભીમના ખડ્ગની પ્રભા ૮૫
મળ્યાં,નવ મળ્યાં ત્યાં તો,અચિન્ત્યું શું ય થાય આ ?

કલિંગેશતણો કયાંથી બીજો આ પુત્ર આવતો,
ગજમાથે ચડી, આંહી ભીમનો માર્ગ રોકતો ?

નવી જ મદરેખાથી સોહતા ગજબાળ શો,
ફૂટતા મૂછને દોરે સોહે રાજકુમાર શો ! ૯૦

તાજાં યૌવનનાં તેજે તગે છે દેહ એહનો,
વીરશ્રીનો થયો એને હજી સ્પર્શ નવોસવો.

એને આ વચમાં ન્હાળી ભીમની ભીમ વાટમાં,
સૈન્યો બે ય તણાં હૈયાં ભયથી થડકી રહ્યાં.

ને સર્યાં, ન સર્યાં વેણો સૈન્યના મુખથી તહીં ૯૫
સિંહનાદ કરી એના ગજે ભીમ ગયો ચડી.

મહાનદતણો જેવો ચડે પ્રવહ પ્રાવૃષે,
ફાટફાટ થતો, તોડી ફોડી ઉભય તીરને,
ઘૂઘવી ઘૂઘવી ઘેરું, માર્ગના શૈલની પરે,
ફીણફીણ થઈ એને જળબંબોળ એ કરે; ૧૦૦
તેમ ભીમ ચડ્યો કૂદી ગજ માથે કુમારના,
હાહાકારતણા ઊઠ્યા શોર ત્યાં તો અનીકમાં.
ને કાપી શીર્ષ એનું ત્યાં તરસ્યા નિજ ખડ્ગથી,
કૂદી ભીમ ધસ્યો પાછો ગજ સામે કલિંગના.

ખડ્ગના પ્રબળા એક પ્રહારેથી કરીન્દ્રનો ૧૦૫
કાપે છે કર, ને બીજા પ્રહારે કુમ્ભ ભેદતો.

ગજરાજ ઢળ્યે નીચે, નરનાથ કલિંગનો
જાય ઊભો થવા ત્યાં તો પડે છે ઘાવ ભીમનો.

વીજળી પડતાં જેવો ઢળી જાય તરુવર,
તેવો ભીમપ્રહારેથી ઢળ્યો નીચે નરેશ્વર. ૧૧૦

અને કૌરવસેનામાં મચ્યાં આક્રન્દ કારમાં,
તે મહીં હાકતા ભીમે રેલિયા નાદ પૌંડ્રના.

હણીને મૃગયૂથોને ડણુકે જેમ કેસરી,
તેવો આ રણની વચ્ચે ગાજતો નરકેસરી.

ત્યાં તો અન્ધારના ઓળા પૂર્વના ક્ષિતિજે ચડે, ૧૧૫
અને અસ્તાચળે આછી પ્રભા રવિની આથમે.

આમ યુદ્ધતણો બીજો થયો દિવસ પૂર્ણ ને
થાકેલાં સૈન્ય બન્ને એ શિબિરે નિજના પળે.

૭ : જૂન : ૧૯૩૬

# ત્રીજો દિવસ

ગગડયાં યુદ્ધનાં જેવાં ત્રીજે દિવસ દુંદુભિ,
ને ટંકાર થયો પ્હેલો ચાપનો, તે ઘડી થકી,
પાર્થો શું વિજયશ્રી આ વરસી સ્મિતને રહી,
અને કૌરવસેનામાં ઓટ ઉત્સાહની થઇ.

ભીમ ને ભીમનો પુત્ર ભવ્ય પેલો ઘટોત્કચ, ૫
ઘૂમી બે ય રહે જાણે સાગરે વાડવાનલ.

લણાતાં ધાન્ય, વેરાઈ પડેલાં કણને ચણે
પારેવાં, શુક ને ભોળાં ચકલાં, ત્યાં યથા વિધે
સીંચાણા સૂસવી આવે સહસા ક્યાંકથી, અને
ઊડી જાય ગ્રહી ચાંચે ફફડન્ત વિહંગને; ૧૦
પિતા પુત્ર તણાં તેવાં સહસા શર આવતાં,
યોદ્ધાને કૌરવો કેરા ટપોટપ ગ્રસી જતાં;
અને મધ્યાહ્ન પ્હેલાં તો નિરાશા ગાઢ કો ફરી
વળ્યે, કૌરવસેનામાં નાસાનાસ મચી રહી.

દુર્યોધન નિહાળી આ નિજ સૈન્ય તણી ગતિ, ૧૫
ચાલ્યો ભીષ્મતણી પાસે ખિન્ન ઉદ્વિગ્ન ચિત્તથી.

તેને નિરખતાં પૂછ્યું પૌરવોના પિતામહે:
'કેમ? શા કાજ બેટા તું દીસે આજ ઉદાસ છે?'

ગજરાજ ઢળ્યે નીચે, નરનાથ કલિંગનો
જાય ઊભો થવા ત્યાં તો પડે છે ઘાવ ભીમનો.

વીજળી પડતાં જેવો ઢળી જાય તરુવર,
તેવો ભીમપ્રહારેથી ઢળ્યો નીચે નરેશ્વર. ૧૧૦

અને કૌરવસેનામાં મચ્યાં આક્રન્દ કારમાં,
તે મહીં હાકતા ભીમે રેલિયા નાદ પૌંડ્રના.

હણીને મૃગયૂથોને ડણુકે જેમ કેસરી,
તેવો આ રણની વચ્ચે ગાજતો નરકેસરી.

ત્યાં તો અન્ધારના ઓળા પૂર્વના ક્ષિતિજે ચડે, ૧૧૫
અને અસ્તાચળે આછી પ્રભા રવિની આથમે.

આમ યુદ્ધતણો બીજો થયો દિવસ પૂર્ણ ને
થાકેલાં સૈન્ય બન્ને એ શિબિરે નિજના પળે.

૭ : જૂન : ૧૯૩૬

# ત્રીજો દિવસ

ગગડયાં યુદ્ધનાં જેવાં ત્રીજે દિવસ દુંદુભિ,
ને ટંકાર થયો પ્હેલો ચાપનો, તે ઘડી થકી,
પાર્થો શું વિજયશ્રી આ વરસી સ્મિતને રહી,
અને કૌરવસેનામાં ઓટ ઉત્સાહની થઈ.

ભીમ ને ભીમનો પુત્ર ભવ્ય પેલો ઘટોત્કચ, ૫
ઘૂમી બે ય રહે જાણે સાગરે વાડવાનલ.

લણાતાં ધાન્ય, વેરાઈ પડેલાં કણને ચણે
પારેવાં, શુક ને ભોળાં ચકલાં, ત્યાં યથા વિધે
સીંચાણા સૂસવી આવે સહસા કયાંકથી, અને
ઊડી જાય ગ્રહી ચાંચે ફફડન્ત વિહંગને; ૧૦
પિતા પુત્ર તણાં તેવાં સહસા શર આવતાં,
યોદ્ધાને કૌરવો કેરા ટપોટપ ગ્રસી જતાં;
અને મધ્યાહ્ન પ્હેલાં તો નિરાશા ગાઢ કો ફરી
વળ્યે, કૌરવસેનામાં નાસાનાસ મચી રહી.

દુર્યોધન નિહાળી આ નિજ સૈન્ય તણી ગતિ, ૧૫
ચાલ્યો ભીષ્મતણી પાસે ખિન્ન ઉદ્વિગ્ન ચિત્તથી.

તેને નિરખતાં પૂછ્યું પૌરવોના પિતામહે :
'કેમ ? શા કાજ બેટા તું દીસે આજ ઉદાસ છે ?'

દુર્યોધન વદ્યો: 'ના, ના, એ તો અમથું આપને
લાગે છે; આપ બેઠાં શી ચિન્તા યે હોય માહરે?' ૨૦

'એમ તે હોય? તારા આ વદને ખેદ વ્યાપતો
છાનો કેમ રહે? કૂહેને શાને ઉદ્વેગ ધારતો?'

'શાનો ઉદ્વેગ ને શાનો ખેદ? કૈં યે મને નથી;
એ તો: દૃષ્ટિ સદા હોયે પક્ષપાતી વડીલની.
તેથી તો આપને લાગે મુખ મારું ઉદાસ આ; ૨૫
બાકી હોય મને શું આ તપે જ્યાં તેજ આપનાં?'

'તો ય આ?' હસતા, એને વૃદ્ધ નેણે વિલોકતા,
પિતામહ રહે પૂછી, 'તો ય આ મુખભાવ શા?'

'મુખભાવ? નહિ,–હા, હા, – કાલના એ પ્રસંગની,
પડી કૈંક હશે છાયા; બાકી આજ કશું નથી.' ૩૦

'પ્રસંગ કાલનો? ભાઈ, તને શું ખટકે હજી
વત્સ લક્ષ્મણ કેરી એ દોહ્યલી વીરની ગતિ?'

'ના રે, એ ખટકે શાની? મારે લક્ષ્મણ ક્યાં હતો
પુત્ર એક જ કે તેના મરણે શોક હું કરું?'
પિતામહ મથે એનાં તાગવા વકવેણને, ૩૫
ને તેને અધમીંચેલા નયને નિરખી રહે.

દુર્યોધન વદે રાખે: 'મારે પુત્ર, પિતામહ!
બીજા છે અતિ તેજસ્વી, અભિમન્યુ, ઘટોત્કચ.
રૂંહેંસ્યો લક્ષ્મણને કાલે ભલેને અભિમન્યુએ,
ને ઘટોત્કચ આજે છો સેના સકળ સંહરે. ૪૦

ને આજે કૌરવો કેરી વાડી વેરાન થાય છો,
ભીમપુત્ર તણા હાથે; આજે વિધ્વંસ છો થતો
સો યે કૌરવ કેરો ને કૌરવોના સહાયનો;
ને ભલે પાંડવો કેરો દિગન્તે યશ ગાજતો.
તો યે પાંડવના પુત્રો તે છે પુત્રો ય માહરા; ૪૫
તેમના કરથી લેશે પિંડદાનો ય આત્મ આ.'

પામીને પાર વેણોનો, પિતામહ ધરી રહે
ગભીરું મૌન, તે ન્હાળી દુર્યોધન ફરી વદે:
'એ તો ઠીક થયું કે આ નથી કર્ણ હવાં અંહી;
ને નહિ આવશે યુદ્ધે હશો આપ તહીં લગી. ૫૦
નહિ તો શાં ય દુર્ભાગ્ય થાત કૌરવ વંશનાં,
કે પુત્રો પણ પાર્થોના પિંડ દેવા રહેત ના!
એ તો સુજ્ઞ જ છો આપ કે પ્રશાન્ત હજી રહ્યા
ને મારા વંશની રક્ષા સ્થિર ચિત્તે કરી રહ્યા!'

—અને ગાંગેયને અંગે રોષ રાતા ભભૂકતા; ૫૫
વૃદ્ધ કંઠ થકી ઘેરી સરતી સિંહગર્જના.
દુર્યોધન તણા વેણે વીંધાતાં, નેણ રોમમાં
વ્યાપતાં વહ્નિ, કમ્પે છે એમનો અધરોષ્ઠ ત્યાં.
ને ટંકાર કરી તીખો, ધનુ કેરો ધનુર્ધર,
ધસે છે રથમાં બેસી પાર્થસૈન્યે પિતામહ. ૬૦
કાલેયો હણવા કાજે ધસે જેવા શચીપતિ,
એવા આજ ધસે ભીષ્મ પાર્થના સૈન્યની ભણી.

ન્હાળીએ રોજ તો યે જે રૌદ્રતા ન ચખે ચડી
ચંડરશ્મિ તણી, ગ્રીષ્મે અચિંતી તે થતાં છતી,

એના એ વાયરા જેમ વહ્નિઝાળ વહાવતા, ૬૫
ને સરો પણ એનાં એ શોષ કંઠે વધારતાં;
ઢાળીને શિર ઊભે છે કુસુમો કરમાઇને,
વૃક્ષકોટરથી બ્હીલાં વિહંગમ ખરી પડે;
જડ ચેતન સૃષ્ટિ સૌ સૂમસામ બની રહે,
ને પ્રભાતેથી ઝંખે સૌ કૈંક શીળા પ્રદોષને; ૭૦
તે વિધે ભીષ્મના ભાળી આજે ભીષણ ભર્ગને,
ને છટા કારમી એના નિહાળી અસ્ત્રશસ્ત્રની,
કલ્પેલી ય નહિ એવી સુણી ડણુક એહની,
કૌરવો પણ થંભે છે ભરાઈ ભયવિસ્મયે.

એના એ રથમાં બેસી, એના એ ભીષ્મ ઘૂમતા, ૭૫
ને એનાં એ જ અસ્ત્રોને પાર્થને સૈન્ય ઝીંકતા;
તો યે આજ અનોખી કો દીપ્તિ ભીષ્મ ધરી રહે;
ને અપૂર્વ જ તેજેથી દઝાડી પાર્થને રહે.

ક્યાં પ્રશાન્ત સદાના એ પુણ્યમૂર્તિ પિતામહ!
ને ક્યાં આ કાલના યે કો કાલશા કુરુપુંગવ! ૮૦

અવિશ્રાન્ત રહે છે એ રેલી શરની ધારને,
ભેળીને સિંહશા ઘેરા નિજ કંઠનિનાદને.

કૈંકને ખડ્ગથી ઢાળે, ગ્રસે છે કૈંકને શરે,
કૈંકને મૂશળો કેરા પ્રહારે ચૂર્ણ એ કરે.

કૈંકના પ્રાણને સોસે તેજેથી નયનો તણા, ૮૫
તો વળી નિજ દુર્ધર્ષ ત્રાડેથી કૈંકને હણે.

નેણુની તર્જના, ઘેરી ગર્જના, અસ્ત્રશસ્ત્રની
ઝાપટો ચોદિશે ઢાળી પાર્થના સૈન્યને રહી.

ચોમાસે ચરતાં જેવાં વડાં વૃન્દો અજાતણાં,
વનરાજતણી ઘેરી સુણતાં માત્ર ગર્જના, ૯૦
ને અડંગે નેણુની એનાં પિંગળી પાવકપ્રભા,
ગળી ગાત્ર જતાં જેવાં થઈ નિશ્ચેષ્ટ સૌ જતાં,
તે વિધે ભીષ્મની ત્રાડે મૃતકલ્પ થઇ જતું,
સૈન્ય પાંડવ કેરું ને કૌરવી ખળ વાધતું.

ને ધસે ભીષ્મ સેનામાં પાર્થની, જે વિધે ધસે ૯૫
વેગથી વિનતા કેરો પુત્ર પાતાલમંડલે,
છૂંદે સાપોલિયાં તો ય રાખીને દૃષ્ટિ નાગપે,
તે વિધે, શોધતા નેણે અધીરાં પાંડુપુત્રને.

પણ પાંડુ તણા પુત્રો, છોડીને માર્ગ ભીષ્મનો,
ભળી કૌરવ સેનામાં ખેલે છે દાવ શૌર્યનો. ૧૦૦

હાંફતા શ્રમથી, ક્રોધે ગાજતા ભીષ્મનો તહીં
ધસે છે રથ સંગ્રામે રથની પાસ ધર્મના.

" ચેતજે પાર્થ ! " ગર્જીને શરની ધાર વર્ષતા
ઘોર પુષ્કરના જેવા પિતામહ તુટી પડ્યા.

પણ પૃથ્વી તણા ઊંડા પેટાળે નિજ મૂળને ૧૦૫
ફેલાવીને ઉભા કોઈ તોતિંગ વડના સમા,
યુધિષ્ઠિર રહ્યા ઝીલી ઝીંક ગાંગેયની અને
પ્રગટી ય રહ્યા સામી કલાને નિજ ક્ષત્રની.

ઘડીમાં શરથી એ તો આવરે રથ ભીષ્મનો,
ઘડીમાં ભીષ્મનાં બાણે વીંધાયે દેહ એહનો. ૧૧૦

ઘડીમાં મેઘનું ભાસે સર્વથા બળ ખૂટતું,
ઘડીમાં મૂળ ખોદાયે ઝપાટે વૃક્ષરાજનું.
પરસ્પર રહે ખૂંપી શરો તે પુંગવો સમા
ખંખેરી પલમાં બન્ને રમી આજ રણે રહ્યા.

કૂદીને સહસા ત્યાં તો રથેથી કુરુપુંગવ, ૧૧૫
ભરીને ફાળ, વેગેથી ચડે છે ધર્મને રથ.

ને ઝીંકી કાલના કાળા દંડ શું નિજ મૂશળ,
પ્રહરે ધર્મરાજાનું વિશાળું વક્ષમંડળ.

અચિંત્યા અણુકલ્પેલા પ્રહારે લથડી પડી,
મૂર્છામાં ઢળતો ત્યાં તો પાંડુનો પુત્ર અગ્રણી. ૧૨૦

સારથિ લઇને તેને રથ દૂર લઇ જતો;
અને વિજયનાદેથી ગર્વે ગાંગેય ગાજતો.

પણ ત્યાં તો નિહાળે એ સામેથી રથ આવતો
સવ્યસાચી તણો વેગે, ધરા ધમધમાવતો.

પૂર્વમાં મેઘની પૂંઠે જેવો બાલાર્ક દીસતો, ૧૨૫
તેવો કૃષ્ણ તણી ઓથે દીસતો મૌલિ પાર્થનો.

ઊડે છે રજનાં કાળાં પટલો મેઘ શાં અગ્રે,
હાંફતા હયમુખેથી ફીણોટા તે મહીં ઊડે.

કિરણો અસ્ત્રશસ્ત્રોનાં રચી ત્યાં વીજળી તણા
સળાકા, રથને શોભા આવર્તકની અર્પતાં. ૧૩૦

ભીષ્મના રથની પાસે આવ્યો જ્યાં રથ પાર્થનો,
ત્યાં તો "પાર્થ ! તું આવ્યો કે ? શોધતો'તો હું કયારનો !"
ગર્જના ભીષ્મની એવી સંભળાય અને સરે
શિલીમુખ તણી ધારા પાર્થકેરી ધજા પરે.

કપિધ્વજ તણો ત્યાં તો ધ્વજદંડ ધરા પરે, ૧૩૫
પડે છે સહસા, જેમ પકવ કો ફળ વાયરે.

મૂંઝાઇ, નયને ધારે પાર્થ ગાઢા વિષાદને,
મધુસૂદનનાં નેણો રોપે જાસુદ શાં બને.

"સજ્જ ગાંડીવધારી થાઃ પાછો શાનો વિષાદ આ?"
પાર્થને પડકારે ત્યાં ફરીથી કાળ કંસના. ૧૪૦

ને વદેઃ "સવ્યસાચીને શોભતા ઉપચારથી
હજી કેમ ન પૂજા તું કરે આ કુલવૃદ્ધની ?
આપે તું અર્ઘ્ય તે પ્હેલાં આશિષો વરસી રહ્યા
પિતામહ, છતાં તારાં હજી ના ઘેન ઊડતાં ?"

"વિષાદે નથી વાર્ષ્ણેય ઘેરાયો હું જરા, નથી ૧૪૫
ઘેનમાં અથવા ડૂબ્યો, નથી ભૂલ્યો પ્રમાદથી.
પણ આ અન્તરે કાંઇ – ન જાણું શું ય – થાય છે,
અને અકળ રીતે આ મતિ મૂંઝાઇ જાય છે.
ઓળા કાલ તણા ગેબી આંખને મુજ આવરે,
અદીઠો સોસ અંગોનાં બધાં ચેતનને હરે." ૧૫૦

ઘડીમાં શરથી એ તો આવરે રથ ભીષ્મનો,
ઘડીમાં ભીષ્મનાં બાણે વીંધાયે દેહ એહનો. ૧૧૦

ઘડીમાં મેઘનું ભાસે સર્વથા બળ ખૂટતું,
ઘડીમાં મૂળ ખોદાયે ઝપાટે વૃક્ષરાજનું.

પરસ્પર રહે ખૂંપી શરો તે પુંગવો સમા
બંએરી પલમાં બન્ને રમી આજ રણે રહ્યા.

કૂદીને સહસા ત્યાં તો રથેથી કુરુપુંગવ, ૧૧૫
ભરીને ફાળ, વેગેથી ચડે છે ધર્મને રથ.

ને ઝીંકી કાલના કાળા દંડ શું નિજ મૂશળ,
પ્રહરે ધર્મરાજાનું વિશાળું વક્ષમંડળ.

અચિંત્યા અણુકલ્પેલા પ્રહારે લથડી પડી,
મૂર્છામાં ઢળતો ત્યાં તો પાંડુનો પુત્ર અગ્રણી. ૧૨૦

સારથિ લઇને તેને રથ દૂર લઇ જતો;
અને વિજયનાદેથી ગર્વે ગાંગેય ગાજતો.

પણ ત્યાં તો નિહાળે એ સામેથી રથ આવતો
સવ્યસાચી તણો વેગે, ધરા ધમધમાવતો.

પૂર્વમાં મેઘની પૂંઠે જેવો બાલાર્ક દીસતો, ૧૨૫
તેવો કૃષ્ણ તણી ઓથે દીસતો મૌલિ પાર્થનો.

ઊડે છે રજનાં કાળાં પટલો મેઘ શાં બધે,
હાંકતા હયમુખેથી ફીણોટા તે મહીં ઊડે.

કિરણો અસ્ત્રશસ્ત્રોનાં રચી ત્યાં વીજળી તણા
સળાકા, રથને શોભા આવર્તકની અર્પતાં. ૧૩૦

ભીષ્મના રથની પાસે આવ્યો જ્યાં રથ પાર્થનો,
ત્યાં તો "પાર્થ! તું આવ્યો કે? શોધતો'તો હું ક્યારનો!"
ગર્જના ભીષ્મની એવી સંભળાય અને સરે
શિલીમુખ તણી ધારા પાર્થકેરી ધજા પરે.

કપિધ્વજ તણો ત્યાં તો ધ્વજદંડ ધરા પરે, ૧૩૫
પડે છે સહસા, જેમ પક્વ કો ફળ વાયરે.

મૂંઝાઈ, નયને ધારે પાર્થ ગાઢા વિષાદને,
મધુસૂદનનાં નેણો રોપે જાસુદ શાં બને.

"સજ્જ ગાંડીવધારી થા: પાછો શાનો વિષાદ આ?"
પાર્થને પડકારે ત્યાં ફરીથી કાળ કંસના. ૧૪૦

ને વદે: "સવ્યસાચીને શોભતા ઉપચારથી
હજી કેમ ન પૂજા તું કરે આ કુલવૃદ્ધની?
આપે તું અર્ઘ્ય તે પ્હેલાં આશિષો વરસી રહ્યા
પિતામહ, છતાં તારાં હજી ના ઘેન ઊડતાં?"

"વિષાદે નથી વાર્ષ્ણેય ઘેરાયો હું જરા, નથી ૧૪૫
ઘેનમાં અથવા ડૂબ્યો, નથી ભૂલ્યો પ્રમાદથી.
પણ આ અન્તરે કાંઈ – ન જાણું શું ય – થાય છે,
અને અકળ રીતે આ મતિ મૂંઝાઈ જાય છે.
ઓળા કાલ તણા ગેબી આંખને મુજ આવરે,
અદીઠો સોસ અંગોનાં બધાં ચેતનને હરે." ૧૫૦

'જશું શિબિરમાં ત્યારે ?" વદનેણે હસી રહી
પૂછે છે પાર્થને એના રણના રથસારથિ.

પાર્થ પ્રત્યુત્તરે એના પ્રત્યંચા નિજ તાણતો,
અને ભીષ્મભણી તીણાં શરને વરસી રહ્યો.

પણ આજ શરો તેનાં લક્ષ્ય ચૂકી ઊડી રહ્યાં, ૧૫૫
ભીષ્મના રથથી દૂરે સુદૂરે એ સરી રહ્યાં.

મૂંઝાઇ અદકો એ તો અદકાં શર છોડતો,
લક્ષ્યચૂક થતાં પાછો મૂંઝાઈ અદકો જતો.

ને તેનાં વદને કાળી નિરાશા કો ફરી વળે,
કૃષ્ણનાં અંગ ક્રોધેથી કમ્પી કુંપળશાં રહે. ૧૬૦

વિજેતાને મુખે જેવું રમી વિરલ કો રહે,
અટ્ટહાસ કરી તેવું પૂછે છે ભીષ્મ પાર્થને:

"થાકી આજ ગયો, ભાઇ ? શાને તો શ્રમ તું કરે ?
લે, ઘડી જંપ, નિદ્રામાં" – ને વર્ષી શર એ રહે,
તીક્ષ્ણ, નાગફણા જેવાં, જેણે અર્જુન ઢાળિયો ૧૬૫
મૂર્છામાં, મચવી એને અંગે તીવ્ર પ્રકમ્પ કો.
ને ધનુષ્ય સર્યું નીચે કરમાંહિથી પાર્થના:
"સવ્યસાચી ! સખા !" બોલી ન્હાળતા રથમાંહિ ત્યાં,
સ્તબ્ધ કૃષ્ણ થયા દેખી દશા કૃપણ પાર્થની,
નિશ્ચેતન પડ્યો'તો જે શવશો રથની મહીં. ૧૭૦

અને ભીષ્મતણી ભાળી મુખે વ્યાપી કૃતાર્થતા,
રોમે રોમ રહ્યું ધારી રોષની તીવ્ર રક્તિમા;

કોટિકોટિક સૂર્યોની દીપ્તિ ભીષણ ધારતું,
સુદર્શન ગ્રહ્યું એણે કરે પ્રલયવર્ષતું.

ને ધસ્યા ભીષ્મની સામે, અંગે ક્રોધેથી કમ્પતાં, ૧૭૫
ચક્રપાણિ મહાવેગે, રુષ્ટ કો રુદ્રના સમા.

મહામેઘ વિશે જેવી દમકે દામિનીપ્રભા,
સળકે ચક્રની તેવી કૃષ્ણના કરમાં પ્રભા.

કૃષ્ણના કરમાં ન્હાળી મૂર્તિ આ મૃત્યુ ઘોરની,
બન્ને સૈન્યો મહીં વ્યાપી થથરાટી ભયે ભરી : ૧૮૦

ત્યાં તો ગાંગેયના શબ્દો સર્યા ગૌરવથી ભર્યા,
"આવો, કૃષ્ણ! મુરારિ! લો, આ તજું શસ્ત્ર માહરાં.
મધુસૂદન! ચક્રેથી છેદીને શીર્ષ માહરું,
મારો વિજય સ્વીકારો : આટલું બસ પ્રાર્થું હું."

"તમારો જય?"–"હા, મારો જય," ગાંગેય ગાજતા; ૧૮૫
અને વિસ્મયથી એને વાસુદેવ વિલોકતા.

"પ્રતિજ્ઞા તમ નિઃશસ્ત્ર રહેવાની, પરંતપ!
ભૂલાવીને, ઝલાવું હું શસ્ત્ર, એ જ નથી જય?
આવો, સત્વર શીર્ષે આ ચલાવો ચક્ર આપનું,
આવો, પૂર્ણ જયશ્રીને ઝંખે છે ચિત્ત માહરું." ૧૯૦

— અને કૃષ્ણ તણે હસ્તે ચક્ર નિશ્ચલ થૈ જતું;
રોષે રાતું થયેલું એ મુખ મ્લાન થઇ જતું.

પ્રતિજ્ઞાભંગની લજ્જા હૈયે એને ફરી વળે;
અને ગાંગેય કેરા એ પ્રતીતિ બળની કરે.

આજીવન રહ્યા ધારી પ્રતિજ્ઞા દૃઢ જે રહ્યા, ૧૯૫
આજીવન રહ્યા જીતી જેહ દુર્દાન્ત વાસના,
એવા ભીષ્મ ક્યહીં ? ને ક્યાં પોતે, સંક્ષોભ જેમના
હૈયાની દૃઢતા માત્ર દ્રવાવે પલવારમાં ?
અને "વિજય મારો" એ વચનો ભીષ્મનાં રહ્યાં
ઠસાવી નિજ સાર્થક્ય અન્તરે આર્દ્ર કૃષ્ણના. ૨૦૦

× × ×

અને મૂર્છા વચ્ચે પાછી રમણા પાર્થની મચી;
સન્ધ્યાએ તો છતાં ધારી છાયા ગૂઢ વિષાદની.

૧૮ : ઓક્ટોબર : ૧૯૩૬

## મહાપ્રસ્થાન

જંપ્યું છે શાન્તિની સ્હોડે જગ આજે સમસ્ત ત્યાં,
એકલા ધર્મરાજાને હૈયે મન્થન શાં વસ્યાં ?

પ્રાસાદના પોપટ, સારિકા ને
કપોત, મેના, સહુ ગાઢ નિન્દમાં
ઢળી ગયાં; ઈન્દુ ય વાદળે વીંટયો, ૫
ઊંઘે ઢળ્યા શો જ ઘડીક થંભ્યો.

આવતાં થંભતી, થંભી આવતી લ્હેર વાયુની;
હસ્તિનાપુરને હૈયે શાન્તિ કો ગાઢ વ્યાપતી.

વક્ષે ઢળી સાગરના વિશાળ,
ક્‌હેવા જ કૈં અન્તરની કથાને, ૧૦
અધીર આ સંતત પંથ કાપતી,
કાલિન્દી પણ આજે તો ઉંઘે થંભેલ ભાસતી.

વસુધા પર વૃક્ષોની ને વ્યોમે વાદળો તણી
ઘટા ઘેરી ય નિદ્રામાં ઢળીને આજ થંભતી.
થંભી છે વિશ્વની આમ ચેતના સર્વ આજ ત્યાં ૧૫
એકલા નૃપને હૈયે મન્થનો શાં ય ચાલતાં ?

હશે વ્યથા શી ય ઉરે ભરેલી,
શી યાતના અન્તરમાં મચેલી

કે લોચનો દાડમફૂલ જેવાં
એનાં, આછો અધૂરો સ્પરશ પણ નહીં નિન્દનો લેશ પામે? ૨૦

વ્યગ્રતાથી ભમે રાજા, હૈયાંને નિજ ઠારવા,
ખંડમાંથી ઝરૂખે ને ઝરૂખામાંથી ખંડમાં.

પાસે સુતી પ્રિયતમા નિજ દ્રૌપદી આ,
વિશ્રબ્ધ આ અધઢળ્યાં નયનેથી જેનાં
જે એકદા અનલરેખ ઉઠી ભભૂકી, ૨૫
તેણે દહ્યું કુલ સમસ્ત જ કૌરવોનું.

એ જ નેહભર્યાં નેણે ભરીને વહ્નિઝાળને,
વીંધ્યો'તો ભીમને તેણે સભામાં કુરુવંશની.

દાસત્વથી દીન બનેલ કંઠે
ગાજી રહ્યા પુષ્કરમેઘ ત્યારે, ૩૦
અને સરી ભીષણ કો પ્રતિજ્ઞા,
ઝંઝામાં નીર કેરી શત શત વરસે રુદ્ર કો જેમ ધારા.

મત્ત કૌરવના ત્યારે નસેરા અટ્ટહાસમાં,
ડૂબી'તી ભીમની વીરવાણી ભીષણ યે ઘડી.

અને રહ્યો ઘૂઘવી અબ્ધિ કાલનો, ૩૫
ઝીલી ઉરે તેજ દિનેશનાં, અને
છાયા ય તે રાત્રિતણી ઉરે ધરી
અનન્ત તે ઘૂઘવતો અનન્તમાં.

વલ્કલો અંગ ધારીને, વીરોએ વનવાસની
વાટ લીધી, ઝીલી છાયા કાળની કોઇ કારમી. ૪૦

ને કાળને અર્ણવ ધીર પ્રૌઢી,
મહોર્મિઓ ઊછળતી અખંડ,
અને રહી એ લહરાઇ, તેમાં
સંવત્સરો ચૌદ થયાં વિલુપ્ત.

ભારેલો ભીમને હૈયે વૈરાગ્નિ તો ય ના શમ્યો, ૪૫
સંયમે અદકો ને જે અદકો વાધતો રહ્યો.

પ્રિયા તણાં નેણ થકી પ્રદીપ્ત
થયેલ જે અગ્નિ ન તે કદી શમ્યો,
નોધાર નેણો પ્રિયનાં નિહાળી,
દુઃખની ઝડીઓમાં યે સજીવન સદા રહ્યો. ૫૦

દાસત્વ ને રોષ થકી સદૈવ
રુંધાઇ વૈરાગ્નિ રહેલ જે હતો,
એ એકદા નાચી સહસ્રઝાળે,
વીંટી વળ્યો કૌરવકુંજને ત્યાં.

ને લીધાં ભરખી એણે શાખાને, પર્ણપુંજને, ૫૫
ને એણે પલમાં દીધી કરી વેરાન વાડીને.

અને પછી નેણ પ્રિયા તણાં લહી
કૃતાર્થભાવે સભરે ભર્યાં ભર્યાં,
આશ્લેષથી મંગલ ધન્યતા ધરી,
શમી ગયો એ સ્વયમેવ વહ્નિ. ૬૦

વહ્નિને પ્રેરનારાં એ, પોપતાં ને શમાવતાં,
યાજ્ઞસેની તણાં નેણો ઢળ્યાં આજે અધૂકડાં.

વિશ્રબ્ધ એ નયનની મહીં સ્વપ્નકેરી
શી ચાલતી ય મધુરી રમણા હશે, કે
તેનો ઘડીક ફરકી અધરોષ્ઠ પૂરે ૬૫
વાર્ધક્યમાં ય મૃદુતા નવમુગ્ધતાની?

ધીમેથી વાયુની લ્હેરે ફરકે શ્વેત કેશ એ,
ધીમેથી ધર્મરાજા ત્યાં સમીપે એની સંચરે.

અને રહીને ક્ષણુ એક ન્હાળી
વિમુગ્ધ એનાં સ્મિતની પ્રભાને, ૭૦
ગંભીર એ ચિન્તનમાંહી ડૂબે,
ને નેણુ એને કંઇ ચિત્ર ઊગે.

ન્હાળે, નવોઢા નવલાં સ્મિતે થકી
કુટીર કુન્તાતણું એ ઉજાળતી,
પાંચે ય પાર્થોતણી પ્રેરણા સમી, ૭૫
પ્રસન્નતાની મૃદુ મૂર્તિ દ્રૌપદી.

આજે વર્ષો પછી પાછી એની એ સ્મિતની પ્રભા
કૃષ્ણાના અધરે દેખી લસન્તી, નૃપ ચિન્તવેઃ

'વહી ગયાં વર્ષ અનેક ત્યારથી,
શમી ચુવાનાં શમણાં બધાં ગયાં, ૮૦
ઉલ્લાસ તેનો સહુ આથમ્યો છતાં,
શાને સ્ફુરે આ સ્મિતરેખ આજે?

નિદ્રાતણે શું કર માનવીની
સંજીવની દુર્લભ કો રહી, કે
એ સ્પર્શતાં અન્તરની વ્યથાઓ, ૮૫

વિષાદના ગાઢ થરો, નિરાશા
તણાં દળોઃ સૌ પલમાં શમી જતાં ?
ને માનવીનાં સુખસોણલાં બધાં
સજીવ થૈ નેણ મહીં વિલાસતાં ?

કે શું હશે આ ? અબળાઉરે શું ૯૦
રૂઝાવવાને વ્રણ સૌ નિસર્ગે
સ્મિતો નિરુદ્દેશ જ આ વસાવ્યાં ?

હેમન્તને પાશ ફસેલ માધવી
સમી થઈ પલ્લવ પુષ્પ હીણી,
વિ ષા દ ની જી વ ન કા લિ મા માં ૯૫
તો યે સ્મિતો શાં જ શુચિ પ્રભાભર્યાં ?

ઉદ્રિક્ત એ ક્ષાત્રતણી પ્રભા હશે ?
કૂડી હશે આતમવંચના વા ?
દીઠી જ વા ભાવિ અગમ્યને તટે
મ્હોરેલ એણે મનની મહેચ્છા ? ૧૦૦
હશે જ શું ? આ સ્મિત કેમ ઉગે
વિષાદથી કેવળ વ્યાપ્ત જીવને ?'

કૃષ્ણાની અંગવલ્લીએ ઉગેલા સ્મિતપુષ્પને
ન્હાળતાં નૃપ ઊભે છે, મનમાં આમ ચિન્તવી.

નિદ્રા તણું અંજન આંખ આંજી, ૧૦૫
જંપ્યું ઘડી ચેતન વિશ્વ કેરું,
ધીરે જ ધીરે લહરી પધારે
વાયુ તણી આળસ ડોલતી શી.

થંભે છે દીપની ઝીણી શિખાયે આજ ઘેનમાં,
થંભે છે જાગતા તો યે નૃપ ચિન્તનગ્હેણમાં. ૧૧૦

ત્યાં વાયુની લહરી ધીર પદે પધારી,
ને દીપની કનકરેખ જરી નચાવી
ચાલી ગઈ; ધવલ કો લટ ત્યાં કપોલે
કૃષ્ણા તણા ફરકીને ઘડી ગોઠવાયે.

આછેરા સ્મિતથી સ્હોતા આવરે અધરોષ્ઠને, ૧૧૫
નિહાળી લટ તે રાજા શૂન્યચિત્તે જરી રહે.

'શેણે ય આજ મુજ અન્તર ભૂતકાળ
પાછો સજીવ થઈ વૃત્તિ બધી વલોવે?
કૃષ્ણા તણી અલકની લટ આવરે કાં
આજે ય પાછી રમણીય સ્મિતપ્રભાને? ૧૨૦

દેવી તણાં શોભન આથમ્યાં સ્મિતો,
પ્હેલાં ય આ કેશતણી લટોથી,
દુઃશાસને જે બળભેર મર્દી,
ભરી સભામાં કુરુવંશ કેરી.

ને આથમ્યાં, તે ન ફરી કદી ઉગ્યાં, ૧૨૫
પ્રદીપ્ત વૈરાગ્નિ કદી ય ના શમ્યાઃ
ને કેશની આ લટ એકમાંથી
મંડાયું સંહારનું સત્ર ઘોર એ.

અને બજી વંશ તણા વિનાશની
ભેરી ભયે ભૈરવ તે દિ' કારમી; ૧૩૦

અઢાર દી' માનવ માનવી મટી,
ડૂબી ગયો પાશવભાવની મહીં;

મીંચી દઇ નેણ, દઈ ફગાવી
વાત્સલ્ય કે માર્દવ સ્નેહકેરા,
ઝીંકી રહી શસ્ત્રતણી ઝડીને, ૧૩૫
હણી રહ્યો માનવ માનવીને!'

ને તરે આંખમાં એની રમણા ઘોર કાલની,
જ્યારે માનવવંશોની બજી મરણખંજરી.

ન કાલને નેણુ કદી ચઢેલો,
ન માનવીને શ્રવણે પડેલો, ૧૪૦
એવો મહા માનવમેધ પાછો,
સજીવ થાતો નૃપનેણ પાસે.

ઘેરા, ગાઢા રવેથી મનુજનિધિ અહીં ઊછળી ઊછળીને,
રેલી રેલી મથે શું ભુવન ત્રણ જળે આજ ઝંબોળવાને;
એના ઉત્પાતભારે કડડડ કરતી ક્રન્દતી શું ધરિત્રી? ૧૪૫
એની ભેંકાર ત્રાડે, ગઢ ગગનતણા જાય શું આ ગડૂડી?

સૂતેલા સર્વ જાગ્યા, ધરતીઉદરના ભીમ ભૂકમ્પ આજે,
ને વીંઝી વીંઝી કાળા પ્રલયવરસતા કોરડા કારમાને,
સાંધે સાંધા કરીને શિથિલ ધરતીના, મત્ત અટ્ટાટ્ટહાસે
નાચે શું તાંડવે આ, ડમકડમરુને તાલ એ રુદ્ર કેરા? ૧૫૦

કે જાતે રુદ્ર ઝંઝાનિલતુરગ પરે મેઘ ણારે પલાણી,
દોડે ચોમેર જાણે ત્રિભુવનદળના ધ્વંસવિધ્વંસ કાજે,

ફંગોળી આભકેશ ગ્રહઉપગ્રહની ગેંદની ગેંદ ઘૂમે,
જ્યાં એની ગર્જનામાં ભુવનભુવનના ભાનુનાં તેજ ડૂલે.

કે ધારી મુણ્ડ કેરી ગભરુ શિશુતણા માળ કંકાળ કંઠે, ૧૫૫
નેણે, વેણે બધે યે ગરલ વરસતી, વહ્નિઝાળે ઘડેલી,
લોહી તાજે ગળન્તી, ખપર લઈ લઇ ઘૂમતી ને ભમન્તી,
ચંડી શું અટ્ટહાસે દિશાદિશ ભરતી કૂદતી ઘોર ત્રાડે !

કંપે છે : રાયની કાયા, નિહાળી ઘોર ચિત્રને
ને પદે મન્દ શય્યાની સમીપે નિજ જાય છે. ૧૬૦

બેસી તહીં નયનને કરથી દબાવી
રાજા મથે વિસરવા સહુ વ્યથતાને;
ને ભૂતકાળમહીં લુપ્ત થયેલ કોઈ
શોધી સુખસ્વપનને રટવા મથે છે.

જેમ જેમ મથે છે એ વ્યગ્રતાને વિસારવા, ૧૬૫
તેમ તેમ વધે એ તો ઉરે અધિક રાયના.

ઘોષ પ્રચંડ નભમંડળ વીંધનારા,
શંખધ્વનિ પ્રબળ, સિંહનિનાદઘેરા,
તીણી જ ચીસ ઉરમર્મ વિદારતીઃ સૌ
ભેદી યુધિષ્ઠર તણા શ્રવણો રહે છે. ૧૭૦

ને ન્હાળતાં નયન શોણિતરેલ જેમાં
અંગાંગખંડ શતકોટિ તરી રહે છે;
ખંડો પરે હય અને ગજનાં શબોના
ઝીલે છ ચંડી નવશોણિતના ફુવારા.

ન્હાળે ધડાધડ પડન્ત પહાડ જેવા ૧૭૫
વીરો પ્રચંડ પલમાં, અસિના પ્રઘાતે;
ને કૂંપળો સમ કિશોર જતા કપાઇ,
જેના મુખે મૃદુલતા હજી ના વ્હીલાઇ.

ને વૃદ્ધ કંઠ થકી વીર નિનાદ રેલી,
ઘૂમી રહે ગિરિતણા હિમશૃંગ જેવા, ૧૮૦
વાર્ધક્યમાં ય નવયૌવન દીપ્તિ વાળા
તે યે ઢળે ધરણીએ રણથંભ આજે.

ડોલે ધરા, ડગમગે ગિરિ, સાગરો યે
ઉન્મત્ત થૈ ઉલટતા નિજ લોપી માઝા,
આકાશની અતલતા ઉથલી પડે છે, ૧૮૫
દે ચંડિકા રણતણી નિજ ત્રાડ જ્યારે.

ઉઠીને ડગલે ધીમે ફરે છે ખંડમાં નૃપ,
ને થંભે યાજ્ઞસેનીની શય્યાકેરી સમીપ એ.

શમી જતાં એ સ્મિતરેખ, એના
વ્યાપેલ ઘેરી વદને નિરાશા, ૧૯૦
ને મ્લાનતા ગાઢ વિષાદ કેરી
નિહાળતાં રાય સચિન્ત ઊભેઃ

" સ્વપ્નનાં સ્મિત યે ઝાઝું અધરે કાં ટકે નહિ?
દુર્ભાગીને નિરાશા શેં નિંદમાં ય તજે નહિ?

દુર્ભાગી કેમ? કલ્યાણી! તમે મૂર્તિ સુભાગ્યની; ૧૯૫
તમે તો રાંકને ગેહે લક્ષ્મી સમ પધારિયાં.

પરંતુ મન્દભાગી આ અમે ના મૂલ મૂલવ્યાં,
ને રઝોટી તમારી સૌ આત્મની ઋદ્ધિ ધૂળમાં.

અને તમ ઢળી ગંગા પનોતી અમ સાગરે,
દઝાડયું હૈયું તેનું યે અમારા વાડવાનલે. ૨૦૦

તમારા ઉરની આશાનિરાશા, હર્ષશોકની
ભાવના જડ શા હૈયે અમારા કદિ ના વસી.

તમે યે ભોગવ્યાં આર્યે ! દુષ્ફળો અમ દોષનાં,
બળે છે તેલની સાથે સાથે દીવેટ દીપની.

તમને, તમ હૈયાને, તમ માતૃત્વલ્હાણને ૨૦૫
હોમી દીધાં અમે દેવી ! અમ એક જ ધૂનમાં.

તે દિને ચીર ખેંચાતાં, અમે પથ્થરપૂતળાં
સમા બેઠા, છતાં આર્યે ! અહો ! તમ ઉદારતા !

તમે પુષ્પો તમારાંને અમ સંગે વળાવિયાં
યુદ્ધમાં –યુદ્ધ શાનું એ ? ખેલ એ તો પ્રપંચના !" ૨૧૦

અને તરે નેણ સમીપ એની
ગાંગેયની ગૌરવગર્જનાઓ,
વ્હીલાઇ તેની મહીં દીપ્તિ જાતી
દેખાય છે પાંડવસૈન્ય કેરી.

ન્હોય આ ભીષ્મ; આ તો છે સ્વયં દેવ જ કાળનો, ૨૧૫
બ્રહ્માની સૃષ્ટિ આખીના સંહારાર્થે ભમી રહ્યો.

નિષ્પાંડવી ધરણીને કરવા પ્રતિજ્ઞા
એની સુણી, ભલભલા નિજ માન મૂકે;

ને સ્તબ્ધ નેણ જગનાં નિરખી રહે છે,
એ વૃદ્ધવીરતણું વિક્રમ કાર્ય આજે. ૨૨૦

ખસીને માર્ગથી એના આઘા અતિરથી પળે,
ભવ્ય ભાસ્કરની પાસે તારલા શે ટકી શકે?

ઉત્સાહ અંગ ભરયૌવનનો ભરીને,
વર્ષી રહે શરતણી વસમી ઝડી એ,
જેનાં શરે અરિશિરો શતધા પડે છે, ૨૨૫
જેની ઝડી ભુવનને ભરખી રહે છે.

ત્રાહિ, ત્રાહિ પુકારે છે ત્રસ્ત આ સૈન્ય પાર્થનું,
જેનાં ગાત્ર ગળી ચાલ્યાં સિંહનાદો સુણી સુણી.

ત્યાં સામટી શરઝડી વરસી રહે છે,
એ વીરના રથપરે કયહીંથી અચિન્તી, ૨૩૦
કાલાગ્નિને વરસતાં નયને નિહાળે
ગાંગેય એ; પણ તહીં નિરખે શિખંડી.

સંકેલી શસ્ત્રની લીલા બેસે છે ભીષ્મ નિષ્ક્રિય;
શિખંડી પર શસ્ત્રો શે ઊપાડે નરપુંગવ?
શિખંડીની રહી ઓથે સવ્યસાચી શરો તણી ૨૩૫
રહે છે વરસી ધારા, મહાઉત્પાત મેઘ શી.

અને 'ભીષ્મ પડ્યા!' 'ભીષ્મ પડ્યા' એ હર્ષનાદથી
ગાજે છે પાર્થની સેના, પુનર્જીવન પામતી.
'લ્યો, આ ભીષ્મ પડ્યા!' બોલે મનમાં જ મહીપતિ;
ભાસે છે વદને રેખા સ્પષ્ટ ત્યાં ઉપહાસની. ૨૪૦

છાયા હજી નૃપતણાં નયને રમે છે
આ ચિત્રની; તહીં વળી શ્રવણે પડે છે
એને ચમૂ નિજ તણો કકળાટ કાળો,
ને હર્ષનાદ કુરુ સૈન્ય તણો ગભીરો.

ર્‌હેંસે છે ફૂલડાં જેવા એકલા અભિમન્યુને ૨૪૫
એક સાથે મથી મોટા છ છ કુરુમહારથી.
કંપારી ખાઇને રાજા મીંચે છે નિજ નેણને;
તો ય ત્યાં તરતી છિન્ન એની અંગાંગપાંખડી.

ફરીથી નિજ શય્યાની સમીપે નૃપ જાય છે,
ને ઢળી તહીં દશ્યો એ બધાં વીસરવા મથે. ૨૫૦

પરંતુ આજે સ્મરણો બધાં યે,
દાબેલ તે ઊછળી ઊછળીને,
સજીવ થૈને શત કોટિ રૂપે.
નરેન્દ્રનાં નેણ સમીપ નાચે.

કમ્પે છે વાયુની લ્હેરે ખંડના દીપની શિખા, ૨૫૫
કમ્પે છે ધર્મની એમ હૈયાની ધૈર્યભાવના.

ને દ્રોણની ડણક દર્પભરેલ કેરા
ઘીંગા પ્રતિધ્વનિ નૃપાલ સુણી રહે છે,
ને તીરની સતત સૂસવતી ઝડીમાં,
ડૂબી જતું સકલ પાર્થનું શૌર્ય દેખે. ૨૬૦

દ્રોણના અંગમાં, રોમે રોમ કાલાગ્નિની પ્રભા
નિર્ઝરે, દહવા જાણે સામટાં જ ત્રિલોકને.

હુંકારોથી આભના ગાભ ભેદી,
સબળ શરઝડીથી શત્રુનાં શીર્ષ છેદી,
ઘૂમે જાણે જગ ભરખવા બ્રહ્મની ઉગ્રતા એ, ૨૬૫
એવા આચાર્ય આજે ચપળ નિજ કરે, કેર કાળો મચાવે.

શૂર પાંડવસેનાનાં શસ્ત્રો આજે સરી જતાં,
સિંહનાદો સુણીને એ મૂર્ત પ્રાલેય શક્તિના.
અને હયગજો કેરા શબોના ઢગલા તળે,
લપાયે સૈનિકો એની બચવા રુદ્ર આંખથી. ૨૭૦

ધનુર્ધરોના ગુરુ આદ્ય આજે
બતાવતા આતમની કલાને;
ઘડીકમાં પાંડવસૈન્ય વીંટે
ઝંઝાનિલોનાં દળ ઊમટીને.

ઘડીમાં મેઘ બારેની ઝીંકાયે ઝાપટે ઝડી, ૨૭૫
તો વળી જ્વાળ દુર્ધર્ષ ભભૂકે વહ્નિની ઘડી.

ઘડી વળી ચેતન સૈનિકોનું
હરાઈ જાતાં પલમાં અચિન્ત્યું,
થંભી જતાં સૌ જડ પૂતળાં શાં;
નિશ્ચેષ્ટ શી વ્યાપતી સ્તબ્ધતા આ ! ૨૮૦

ઘડીમાં જાય શોષાઈ હવાદળ સમસ્ત, ને
રુંધાતાં શ્વાસ, જીવો સૌ વલખે અકળાઈને.
દ્રોણની શસ્ત્રલીલાના ચમત્કારોથી ત્રાસતી
સેનાને નિરખી પાર્થો વ્યગ્ર ચિત્તે વિમાસતા.

'સંહાર આ ઘોર શમે જ શી વિધે ? ૨૮૫
આ દેહનો દુર્ગ ઢળી પડે કયમે ?
સરી પડે શી વિધ શસ્ત્ર હાથથી
આચાર્યના ? શી બચવાતણી ગતિ ?'

ઢાળીને ધરણી માથે ગદાઘાતે ગજેંદ્રને,
ગાજી ભીમ રહે છે ત્યાં 'અશ્વત્થામા પડ્યો રણે !' ૨૯૦

—હાલે છે મર્મ હૈયાના યુધિષ્ઠિર તણા છતાં
ન્હાવરાં નેણ એનાં આ ચિત્રમાળા વિલોકતાં—

'પડયો અશ્વત્થામા'–વચન શ્રવણે ના પડ્યું, પડ્યું,
પિતાનું હૈયું ત્યાં, મૃદુલ ફૂલ જેવું બની ગયું;
વિશાળાં વાત્સલ્યે, સકળ નિજ ઉદ્રેક દ્રવિયો, ૨૯૫
અને શીઘ્રે એ તો નયનજળ રૂપે સરી પડ્યો.

તૂટી જતાં જીવનતાંતણો એ
બની ગયા દેહ જ માત્ર દ્રોણઃ
સરી પડ્યાં આયુધ હાથમાંથી,
પૂરું થયું જીવનનું પ્રયોજન. ૩૦૦

ધૃષ્ટતાથી ધસીને ત્યાં ધૃષ્ટદ્યુમ્ન રથે ચડે,
ને ખેંચી કેશ, રહેંસે છે વૃદ્ધ બ્રહ્મર્ષિશીર્ષને.

ફરીથી હર્ષની હેલી પાર્થસેનામહીં ચઢે,
ન્હાળી એ આજ રાજાનાં ભીંજવે સ્વેદ અંગને.

કમ્પે છે કાળજું એનું વાયરે વનફૂલ શું, ૩૦૫
સીઝે છે ગાત્ર એનાં ને અમી શોષાય કંઠનું.

અંધારાં આવતાં આંખે, જીવ ઊંડો જ જાય છે,
નાડીમાં લોહી વેગેથી અદમ્ય ધબકી રહે.

ને ચિન્તવે: 'શી ય દુરાશ ત્યારે
અંગાંગ વ્યાપી ગઈ માહરે, કે ૩૧૦
અધર્મનાં યુદ્ધ છળે ભરેલાં
મેં ધર્મના ક્ષેત્રમહીં મચાવ્યાં?

શાને રે છેહ દીધો મેં નઠોરે પૂજ્યપાદને?
શાને વિશ્વાસને લોપ્યો ઘોર મેં છળમાં અરે?'

શમાવવા વ્યાકુલતા ફરે છે ૩૧૫
ધીમે પદે એ તહીં ખંડ માંહે;
પરંતુ તેને નયને તરે છે
પ્રપંચની ઘોર પરંપરાઓ.

ગળે છે રથનું ચક્ર પૃથ્વીની દાઢ કારમી,
તે સામે વ્યથતાથી આ અંગરાજ રહે મથી. ૩૨૦

મર્યાદ ત્યારે રણની વિલોપી,
ને વીસરી ક્ષત્રિયધર્મ કેરી
વિશુદ્ધિને, ત્યાં શર સવ્યસાચી
છોડી રહે અદ્ભુત શી કલાથી!

અંગરાજતણાં અંગો શરોથી છિન્ન થાય છે; ૩૨૫
ત્યાં જ ચિત્ર તરી રહે છે બીજું કો નેણ રાયને.

નિશીથની નીરવ સ્તબ્ધતામાં,
જંપેલ પાંચાલ તણો કુમાર;

લપાઇ એના શિબિરે પ્રવેશી,
રૂંહેંસે છે દ્રૌણિ એને, જનકવધતણા વૈરને વાળવાને. ૩૩૦

છુંદીને ફૂંપળો જેવી યાજ્ઞસેનીની સંતતિ,
ન્હાસતા દ્રૌણિને આજે ન્હાળે છે રાય રોષથી.
અને ત્યાં વીરહાકોથી કૂદતા ને ઝઝૂમતા,
તરે છે નેણની પાસે દુર્યોધન, વૃકોદર.

તોતિંગ બે ય નિજ વજ્રગદા ઘુમાવી, ૩૩૫
ઝીંકી પરસ્પર રહે ઘનગર્જનાથી,
બન્ને પડે, લડથડે, પણ મીટમાં તો
ઉદ્યુકત થૈ અવનવા નિજ દાવ સાધે.

પ્રહારો ઝીલતા, ઝીલી ગાજતા, ગાજી ઝીંકતા
પ્રહારો સામસામા એ મહામલ્લો રમી રહ્યા. ૩૪૦

ત્યાં ભીમને નયન વીજળીતેજ જેવું
ઊગી કંઇક, પલમાં જતું આથમી, ને
એક પ્રહાર પડછંદ ગદાતણો, ને
આ ભોંયપે તરફડે નૃપ કૌરવોનો.

છળે છુંદાયલી જંઘા દુર્યોધન તણી તહીં. ૩૪૫
તરતાં નૃપનાં નેત્રે, રોમાવલિ ખડી થતી.

"આ યુદ્ધ ! આ વિજય !" અસ્ફુટ એમ બોલી,
ઊઠી નરેન્દ્ર નિજ ખંડમહીં ફરે છે;
ન્હાળે નમેલ નયનો ઘડી દ્રૌપદીનાં,
ન્હાળે ઘડીક ધવલા વળી કેશ એના. ૩૫૦

"છળે મથ્યા સંહારવા છળોને,
છતાં મર્યું ના છળ આખરે યે!"
એવું વદીને નિજ સેજ માથે
અર્ધું ઢળી રાય સચિન્ત બેસે.

"યશ મળ્યો, હયમેધ થકી થઈ ૩૫૫
સફળ અંતરની વિજિગીષણા,
પદ ઢળી વર વૈભવથી ભરી
વસુમતી; પણ દાહ શમ્યા નહિ!"

ધીમે ધીમે, પદ લથડતે, રાય ખંડે ફરે છે,
ને ઓચિંતા પલમહીં વળી શૂન્યતામાં સરે છે, ૩૬૦
થંભી જાયે ઘડીક, પલમાં કમ્પતી કાય એની,
ધીમે ધીમે ડગ ભરી, ઘડી ગોખનીમાંહિ ઊભે.

ને તહીં મીટ માંડીને યુધિષ્ઠિર વિલોકતા,
ગોરંભેલી ઘટા ઘેરી ઘનની નભ શૂન્યમાં.

નિશીથમાં મેળવીને નિરાશા, ૩૬૫
દીધું રચી હોય સમસ્ત વ્યોમને,
એવી ધરી કારમી કાલિમા આ
ઝઝૂમતી શી ઘન ઘોરની ઘટા!

આજે ના ચડતી નેણે આછી રેખા ય ચન્દ્રની,
દેખાયે નહિ ઝીણી શી પ્રભા તારા ય એકની. ૩૭૦

થંભેલ છે શ્વાસ જ સૃષ્ટિ કેરો,
નિસર્ગનું ચેતન આજ થંભ્યું,

ને ગાન યે પલ્લવખંજરીનું
થંભી ગયું આજ સમસ્ત દીસે.

જામેલી મેઘમાલાને વૃદ્ધનેણે વિલોકતા, ૩૭૫
ઊભે છે રાય હૈયામાં વ્યથા કો તીવ્ર ધારતા.

ગોખે ઝૂકી મન્થનમગ્ન ઊભા
નૃપાલનો દેહ જરી ન હાલે;
આકાશના મેઘતણી ગભીરતા,
નરેન્દ્રનાં નેણુ વિશે સમાયે. ૩૮૦

ચીતર્યા ચિત્ર કો જેવી સૃષ્ટિ આખી ય ભાસતી,
આકૃતિ નૃપની તેમાં દેખાતી ચિત્રના સમી.

ધીમે રહી તે હલતી દીસે છે,
શું ચિન્તને કૂંપળ કોઈ ફૂટે !
નૃપાલના હોઠ જરીક હાલે, ૩૮૫
ને "કાલ શો !" બોલી ફરી બીડાયે.

ધીમેથી વાયુની આવી, ફરકી લ્હેર એક ત્યાં,
હલાવી વૃક્ષનાં પર્ણો થંભી એ પલમાં જતી.

થંભી જતું આભ અગાધ, થંભી
જતી વળી મેઘતણી ઘટાઓ; ૩૯૦
થંભી જતો વાયુ ય આજ તો ઘડી
નરેશની થંભતી વૃદ્ધ આકૃતિ.

થંભેલા વિશ્વમાં, એક થંભ્યાં ના વ્હેણુ કાલનાં;
વ્યોમે પ્રત્યૂષનાં ધીમાં સુણાઇ પગલાં રહ્યાં.

મેઘનું ધીર હૈયું ચે ધીમેથી ધબકી રહ્યું,
ને તેમાંથી સરી ધીમી મન્દ્ર એકાદ ગર્જના.

અને ત્યાં સળકી તીખાં તેજેથી ભરી વિજળી
મેઘની કાલીમાને ચે તેજથી રસતી ગઇ.

મેઘનાં નેણુથી ધારા ધીરી ધીરી ઢળી રહી,
વાયુની લ્હેર ધીમેથી નાચતી નાચતી વહી.

ને શચકેશ ઉરના વિષાદમાં
અચિન્તવી કો સ્મિતવીજળીના
રેખા સ્ફુરે; વ્યોમવિહારિણીના
લસત્પ્રભામાં ચમકી ય એ રહે.

પ્રૌઢ, ધીર પદે રાજા ખંડમાં નિજ જાય છે,
અને કૃષ્ણા તણી શય્યા સમીપે એ ઘડી ઊભે.

પ્રદીપની ત્યાં વિમળી પ્રભામાં,
કૃષ્ણા તણા ઓષ્ઠ પરે લસન્તી
વિમુગ્ધ આછી સ્મિતની પ્રભાને
નરેન્દ્ર ન્હાળે કંઇ ભાવલ્હેર.

સ્વસ્થ સૂતેલ કૃષ્ણાના અધરે સ્મિતરેખના
દર્શને લીન થાયે છે હવાં નેણો નૃપાલનાં.

બ્હાર મેઘતણું હૈયું અવિશ્રાન્ત દ્રવી રહ્યું;
દ્રવી સાવ જતાં, અન્તે મૃદુ મન્દાર શું થયું.

મુક્તિ પામેલ ઇન્દુનાં કિરણોને ઉરે ધરી
ફૂલશી મેઘમાળા ત્યાં વ્યોમકણ્ઠે વિરાજતી.

ધીમે પ્રત્યૂષની ઝીણી ઝાંઝરી ઝણુકી રહે,
ધીમેથી વિશ્વને કંઠે ગાનની ગંગ નિર્ઝરે.

ત્યાં મેઘનું ગર્જન મન્દ્ર થાતાં
નિહાળતા મ્હાર નૃપાલ, તો ત્યાં ૪૨૦
શશીયરે શ્વેત બનેલ મેઘમાં
એનાં નિહાળે નયનો હિમાદ્રિ.

× × ×

ઈન્દ્રપ્રસ્થ તણા આજે આબાલવૃદ્ધ પૌરનાં
વદને રમતી રેષા શાને આ ગૂઢ શોકની?

વિશાળ આ વ્યોમતણા વિતાને, ૪૨૫
શાને ઝળૂંબે ઘનની ઘટાએ?
ને ભર્ગ આ ભાસ્કરના નિરાશા
નિસ્તેજ આજે વરસી રહે કાં?

ને ઉદ્યાને નવ કિસલયે લ્હેરતો આમ્ર પેલો
ના કાં આજે અનુનય શતે મલ્લિકાને રિઝાવે? ૪૩૦
મન્દારો આ સજળ નયને કેમ નીચું નિહાળે?
સૂકચે આજે સ્મિત પરણમાં માલતી કાં લપાયે?

પ્રાશી પ્રાશી રજ કમળની સ્વાદુ, પ્રત્યંગ ડોલી
ડોલી આજે અલિગણ ન કાં રમ્ય વીણા બજાવે?
કે ગ્રૂહેકે ના મદભર શિખી કેમ આજે ત્રિભંગે? ૪૩૫
ને સારે કાં નયનજળ શાં પર્ણ પેલાં પલાશો?

પારેવાંના, શુકગણુતણા, કોકિલોના, કપોતો
કેરા કણ્ઠે કયમ ખળકતું ગીત દૂમો ભરાતાં?

કે આજે કાં કુસુમરસથી મત્ત એ માતરિશ્વા
ધીરે ધીરે ઉપવન વિષે વેણુ ના વાય એની? ૪૪૦

વનશ્રી નિજ વીણાને આજે શાને વિછોડતી?
કાલિન્દી શોકની ઘેરી કાલિમા કેમ ધારતી?
ને આ રાજપથે પ્રૌઢી વેરાઈ પાદપંક્તિઓ,
કોની પુરજનો આજે ભરી આંખે વિલોકતા?

કોની પનોતી પદપંક્તિઓની ૪૪૫
સોહાગરેણુ પુરલોક આજે,
નેત્રે, શિરે ને હૃદયે ધરીને
શોકાર્દ્ર ને શરણહીન સમાન ભાસે?

રહો, પુરજનો! રખે પુનિત પંક્તિ એ લોપતા!
નથી ચરણપંક્તિ એ; અમર રેખ એ આર્યના ૪૫૦
સુભવ્ય ઇતિહાસની, તપતણાં અને પુણ્યનાં
પ્રતીકસમ ભદ્ર એ, વિજય શુદ્ધ કેરી કથા!

સાદી નથી ચરણની જડ પંક્તિઓ એ,
એ આર્યની અમર આત્મકલા અનોખી;
એ છે વિશુદ્ધ ઉરની કવિતા ઉદાત્ત, ૪૫૫
એમાં લખી પરમ ત્યાગની પુણ્યગાથા.

વિષમાં વિષયો કેરા વ્હીલાતા માનવી તણા
પાદની પંક્તિમાં આવી દૃઢતા કેમ સંભવે?

ક્યાં કમ્પતી કરુણ માનવપંક્તિઓ? ને
ક્યાં ભવ્ય ને અભય આ દૃઢબન્ધ આનો? ૪૬૦

વૈકલવ્ય ને શિથિલતા મનુપાદની ક્યાં?
ક્યાં ધીર, પ્રૌઢ પદની રમણીયતા આ?

મૃત્યુના ભયથી બ્હીલાં, ગળતાં મનુગાત્ર ક્યાં?
અને ક્યાં પદ આ ભવ્ય, મૃત્યુનાં ગાત્ર ગાળતાં?

હિમાદ્રિપથ એ પળે, પરમ તત્ત્વ કો પામવા ૪૬૫
સનાતન, ન જે મળ્યું જયમહીં અને જીવને;
વિશાળ વસુધાતણા સભર એક સામ્રાજ્યના
સમૃદ્ધ સુખભોગ કે વિભવના સમુલ્લાસમાં.

અહોરાત્ર રહે ઝરી માનવી જેહ પામવા,
તે બધાંને પરિત્યાગી ઉત્તરે પદ આ પળે. ૪૭૦

જ્યાં મ્હોરતી માનવની મુમૂર્ષા,
સંતાપ બાહ્યાન્તર જ્યાં શમી જતા,
વસે સદા જ્યાં શિવશક્તિ, એવા
કલ્યાણને પન્થ પળે પદો આ.

પુરમાં પુણ્યનાં પુષ્પો વાવતી, પમરાવતી, ૪૭૫
દૂરે, દૂરે, સુદૂરે એ પંક્તિ આનન્ત્યમાં જતી.

# શુભયોગ

—અને પ્રિયતમે! 'રખે વિસરતા મને' એ લખી
કરે છ ઉપહાસ શું કિતવ ધારતી વા મને?
ભમન્ત વરસો થયાં સ્વજનહીન આ આત્મની
ઝીલી, નિયમી ભાવના ઉછળતી પ્રિયે! તેં અને
સુકોમળ કર્યો શિલા સમ મને સુધાવર્ષણે, ૫
સચેતન કર્યો મને શબથી તેં જ સંજીવની!

તપોવન વિષે ફર્યાં કર ધરી કરે આપણે,
તપોવિજયને દીઠો લલિત દેહ સૌન્દર્યપે;
જનસ્થળ વિષે ભમી, હૃદય ઓળખ્યું રામનું,
જતાં જનકજા સદા ફફડતું રહ્યું બાપડું! ૧૦
અને રસભર્યાં સ્હડી ઘન તણાં સખી! વાહને,
દીઠા વિરહી યક્ષ ને વિવશ કામિની યક્ષની.

અને કલહકલાન્ત જીવન તણાં ઉરે આપણાં
મળી પરમ સ્વાદુ કાવ્યફળ મિષ્ટ આરોગતાં,
વિતાવી રજની ઘણી ય; ભવજાળને વિસ્મરી, ૧૫
ઉડયાં પ્રણયને નભે યુગલ દેહની પાંખથી.
કહી "પ્રિય" તું કૂજતીઃ પ્રતિરવે "પ્રિયે" હું રટું,
અને મુદભર્યા રવ પ્રતિરવે ભરાઇ જતો
ગભીર અવકાશ એ; ઉરથી શે સરે સર્વ એ?

જવાય પ્રિય ! વિસ્મરી પરમ ધન્ય એ સંસ્મૃતિ? ૨૦
સુધાસરિત આપણી વિરસતા મહીં? કોકિલા
અનન્ત નિજ ગીતની મૃદુલ લ્હેરથી વિશ્વની
કઠોર સ્મૃતિને ય જે કવનપૂર્ણ આલેખતી?
અગાધ બળ આત્મનું? શરણ શૂન્ય સંસારમાં?
સનાતન લતા સુધાભરિત? એ જણિ વિસ્મરી? ૨૫
યદા વિવશ યૌવને, વદન-અબ્જ તારું ગ્રહી
કુંળી કુંપળશા પીવા અધરને ધર્યો હું, તદા
"ખસોનિ કયમ આમ...." અસ્ફુટ વચે નકાર્યો મને;
નમ્યાં નયન, ગાલ લાલ શરમે ય તારા થયા!

બજી અજબ ખંજરી તહીં તરુ તણાં પર્ણની, ૩૦
અને રણઝણી રહ્યા હૃદયતાર ત્યાં આપણા;
મળ્યાં ઉભય નેત્ર ને અજબ જ્યોતિ કોઈ ઝરી
તહીંથી, ગ્રહી જ્યોતિદોર પ્રિય! આપણી બેલડી
ચડી વિષયનાં વિષે સળગતી મહીને તજી,
સુદૂર, અતિદૂર, દૂર રસશુદ્ધ કો ધામમાં. ૩૫

ન ત્યાં વિષય, વાસના, ક્ષણિક દેહની લાલસા,
ન રાગ, અણુરાગઃ દ્વંદ્વ સુખદુઃખનાં ના જરી;
સુરમ્ય, શુભ, શુદ્ધ એ પ્રણયદેશ માંહે, પ્રિયે!
મળ્યાં રસસમાધિલીન યુગલો સુભાગી કંઇ.

ઝમી પરમ શી હતી વિમળ જ્યોત્સ્નિકા ત્યાં સખી! ૪૦
મચી મધુર શી હતી પરમ ધૂન સંગીતની!
વિશુદ્ધ લયતાલની રમઝટે ભળી રાસની,
પળો પરમ ધન્ય શી વિતવી આપણે ત્યાં સખી!

કૃતઘ્ન બની ચિત્ત શું વિસરશે બધી સંસ્મૃતિ
પ્રિયે! પુનિત, ધન્ય એહ સહચારની મીઠડી? ૪૫
હરી હૃદયજાડ્ય, પ્રાણ પમરાવવા માહરા
મથી સતત તું, શું તે અફળ આમ થાશે જ સૌ?

નહીં, કદિ નહીં, ભલે વિરહ વાટ ઘેરે સદા.
વિયોગ નહિ આ, પરંતુ શુભ યોગ આ સાંપડ્યો,
સુમિષ્ટ સ્મરણો વડે પ્રણયને પ્રિયે! પોષવા; ૫૦
નિહાળ, અંહી આ વહે સ્મરણજાહ્નવી તે મહીં
દઇ ડુબકી, ઐક્યનો પરમ પામી ચિન્તામણિ,
પ્રિયપ્રિયતમા તણા ભુલશું ભેદની ભાવના.

૧૯૩૩

# તને પૂછું, મૈયા!

ફરી વાયુ વાયો, ઘનદળ ફરીથી ઉમટિયાં,
અને ધીરી ધારે પુનરપિ રહ્યો મેઘ વરસી;
ફરીથી આકાશે ગરજન ગભીરું મચી રહ્યું
અને વેલી જેવી પુનરપિ રહી વીજ સળકી.

મયૂરોને કંઠે રસસભર કેકા પ્રગટતી, ૫
અને સૂરો કેરી સરિત વહતી કાકકુલમાં;
થતાં ચૈતન્યેથી ચપળતર ગોકુલ ગરવાં,
નવા પ્રાણે જાણે પુલકિત બને છે જગત આ.

ઉરે તારે યે શી વિમલ બઢતી ભાવભરતી!
રહી શી ફેલાઈ ઘનદળ તળે, માત ધરતી! ૧૦
અને ઝીલી ઝીલી સલિલવરસા રમ્ય ઘનની
ભરાયે ભાવે શી ભુવન ભરતી તું ભગવતી!

તને પૂછું મૈયા! ઘનદળ નિહાળી તુજ નહિં
જરી યે હૈયામાં સ્ફુરિત પણ થાતી કુટિલતા?
ન વૈરે વંકાતી ભ્રુકુટિ પણ તારી કયમ જરી?
ન રેખા રૂપે યે તુજ નયનમાં રીસ રમતી?

તપાવી તાવીને રસકસ બધા યે તુજ હર્યા
દિનેશે, ના તો યે નિરખિયું જરી યે તુજ ભણી,

અને મોડો મોડો અવ ઘન રહે એ વરસતો,
ન તેનો યે હૈયે જનનિ ! તુજ કૈં દંશ વસતો ? ૨૦

તું ભાવથી આતમધાર એની
વધાવતી આજ પ્રસન્ન શી રહી !
ઔદાર્યથી અન્તરનાં અનોખાં
અન્યાયને શી વિસરી જ તું ગઈ !

નિષ્કામ આ આર્જવમાં ઝગે શી ૨૫
સ્વમાનની નિર્મળ જ્યોતિ તારી ?
નિર્દંશ આ અન્તરભાવ તારો
મહાત્મતા મંગળ શી વહાવતો !

નિર્દંશ એ આર્જવની કલાને
આપી રહી સંતતિને તું તારી; ૩૦
બધાં ય શાં ભૂચરખેચરો આ
સારલ્યથી જીવનવ્હેણ વ્હેતાં !

ન એક તો કેમ જ માનવીને
તેં અંશ આપ્યો તુજ એ કલાનો ?
કૌટિલ્ય ને દંશ તણા વિષે કાં ૩૫
રુંધાય છે જીવનતેજ એનાં ?

વસુન્ધરે ! જો વસુ એક તારું
છે માનવી, સર્જન અન્ય જેવું;
ને બિમ્બ સર્વત્ર ઝગે છ તેજનાં,
એને જ તો અન્તર અન્ધકાર કાં ? ૪૦

૨૫ : ઑગસ્ટ : ૧૯૩૬

## भर्गो देवस्य धीमहि ॥

ઉર કમળનાં ફૂળાં ખોલી રસે ખહલાવતા,
વિષ તિમિરનાં પ્રાશી સ્વર્ણપ્રભા વર લાવતા,
કેવન ખગના કંઠે મીઠાં વળી ઉભરાવતા,
કનક કરથી હૈયાં આશા તણાં અજવાળતા,

નવકાલવિધાતાને પદે શિર નમાવીએ, ૫
ને તેના ભવ્ય ભર્ગોને ઝીલીએ ને વધાવીએ.

ને યાચીએ અંશ વરેણ્ય તેહનો
જેમાં ઝગે જીવન કેરું કાવ્ય;
સ્વયં બની પાવકપુંજ નિત્યે
ચૈતન્યનાં જીવનતેજ રેલતો, ૧૦
નિસર્ગ કેરા અણુએ અણુમાં.
ને ચેતનાચેતન સૃષ્ટિ કેરો,
બની રહે જે ધબકંત પ્રાણ.

જીવાડે જગને, જાતે વહ્નિઝાળ સહી સહી,
એવાં સ્વાર્પણથી સ્હોતો भर्गो देवस्य धीमहि॥ ૧૫

૨૯ : સપ્ટેમ્બર ૧૯૩૬

# પ્રેમ તણી કલાથી

દિનેશનાં તેજ અને નિશાના
સૌન્દર્યનો સંગમ પુણ્ય સાધી,
સન્ધ્યા તણું શોભન કાવ્ય હૈયે
અનન્ત આકાશ તણું ભરે જે;

ને આદિથી પૂરુષ ભવ્યતામાં ૫
મિલાવીને માર્દવ સુન્દરીનું,
અપૂર્વ જે પ્રેમતણી કલાથી
સુરમ્ય ધારી જગતંત્રને રહે;

પૂર્ણે પૂર્ણ ઉમેરીને સ્વયં પૂર્ણ બનેલ તે
અર્ધનારીશ ઉજાળો તમારા પથ પુણ્યને. ૧૦

૧૨ : ફેબ્રુઆરી : ૧૯૩૭

## બદલો!

નિરાશાનું માર્યું ઉર મુજ વિમાસી તવ રહ્યું:
તને શું ના આપ્યું? તવ ચરણ મેં શું નવ ધર્યું?
મહત્ત્વાકાંક્ષાઓ મદભર બધી મુગ્ધ ઉરની,
બધાં કાવ્યો મારાં, સકળ મુજ સ્વપ્નો નિતનવાં,
બધું મેં તો તારે ચરણ ધરી દીધું હરખથી; ૫
અને ધાર્યું કે આ સકલ રસ મારા જીવનનો
મુખે તારા મીઠું સ્મિત પ્રગટશે, ને તહીં મને
મળી રે'શે મારા અરપણ તણો શ્રેષ્ઠ બદલો.

અરે! મેં વાંછ્યું'તું સ્મિત વિણ કશું ના તુજ કને!

ન'તી વાંછી તારા તન તરુણની તાઝગી, ન વા ૧૦
હતું હૈયે સોણું તવ નયન નિર્વાણ બનવા;
ન બીજાંને, એવું કંઈ જ મુજ કાજે પણ ચહ્યું;
હતું જાચ્યું મેં તો ઘનદળથી બિન્દુ જળતણું.

મનીષા મારી તો ઇતર સહુની જેમ સ્મિતની
સુધા તારી પ્રાશી, તુજ પ્રણયની પૂનમમહીં ૧૫
હતી મારે હૈયે જીવનરસ ઊંડો વહવવા,
અને સૌભાગ્યોની સુખદ લહરીએ લહરવા.

છતાં યે મારે તો કરમ ન હતું તેટલું ય તે;
અને જ્યારે મારું અરપણ ગ્રહીને તુજ કને,

ઊભો જોતો તારાં ગહન નભ જેવાં નયનને, ૨૦
નિરાશાએ ઘેર્યું તવ મુજ અભાગી હૃદયને.

ન રંગોની લીલા લલિત તવ નેત્રે પ્રગટી, કે
લસી તારા ગાલે સુરખી નવ પ્રત્યૂષ સરખી;
—અને હૃદય વિદ્ધ મારું મૃગશું પડ્યું ત્યાં ઢળી.

પરંતુ ઉરમાં થતું અવ મને : નિરાશા કશે ૨૫
તદા હૃદય મૂંઝવી મુજ રહી જ ? વ્યામોહ શે
ધરી હું બદલો રહ્યો તુજ કનેથી યાચી ? અને
વૃથા જ વણસાડી મેં પળ અનન્ય આનન્દની ?
તવ પ્રણયમૂર્તિને પદ સમર્પી સર્વસ્વ હું
શકું : ક્ષણ નથી શું એ જ કૃતકૃત્યતાની સ્વયં ? ૩૦

નવ ઉજાળી શકે ક્ષણ એક આ
સકલ જીવનની ઘન કાલિમા?

જઇ વિસરી તો પછી ક્ષણ અનન્યની ધન્યતા,
મથ્યો પ્રણયનાં ય તે કયમ હું મૂલ્યને માગવા ?

અને પ્રણય એક કાં ? જગતમાંહિ સર્વત્ર આ ૩૫
ગ્રહે છ પ્રતિવસ્તુ જ્યાં નિજ સ્વતંત્ર કો મૂલ્યને,
તહીં કવણ અન્ય કોઈ સમ સંભવી યે શકે ?

ઉષા નભની નન્દિની, કનકવર્ણ વા સન્ધિકા,
સુહન્ત નભ પશ્ચિમે વિધુની લેખ વા વાંકડી,
અને રજતફેનિલા ગગનગંગ સોહામણી, ૪૦
અબોલ મરકન્ત મુગ્ધ દ્યુતિ શુક્રતારાતણી,

વળી ગગનગુંબજે ગરજી ને ગડૂડી રહી,
ધરા પર ઢળી ઢળી, ઉર રસોથી એનું ભરી,
પ્રતિક્ષણુ નવીન રૂપ ધરી નાચતો મેહુલો,
ગભીર અવિરામ વા રવ મહાબ્ધિના ગીતનો, ૪૫

પરાગ કુસુમોતણા, પરભૃતોતણાં કૂજનો,
મયૂરગણુકંઠની રમઝટો વ કેકાતણી,
પ્રફુલ્લ અનિમિત્ત વા શિશુ તણી છટા હાસની,
અને સહજ પ્રસ્રવે વહત લ્હાણુ માતૃત્વની.

વિભૂતિ સહુ ભવ્ય વા લલિત આ નથી શું રહી ૫૦
પરસ્પર સ્વતંત્ર મૂલ્ય નિજનું અનોખું ધરી?

અહીં કશું ન અન્યની સમ રહ્યું; અને સાંપડી
શકે ન બદલામહીં ઇતર વસ્તુ કેરા કંઇ;
જઈ વીસરી તત્ત્વ આ વિવશ હૈયું મારું તદા,
મથ્યું પ્રણયનાં ય તે તુજશું મૂલ્યને માગવા! ૫૫
ડૂબે ન પછી કેમ એ અતલ એક નૈરાશ્યમાં?

ક્ષમા કર સખી! તવ સ્મિતથકી ય નૈરાશ્ય આ
મને પ્રણયનું રહસ્ય અદકું રહે દાખવી.
હવે હૃદય માહરું પ્રણયને ય ના માગશે
કદાપિ બદલામહીં; રસ અખૂટ એનો હશે ૬૦
નહિ ગ્રહણમાં, પરંતુ નિજ દાનસાતત્યમાં.

અને તવ પદે નિરંતર શકે જ જો એ ઢળી
હશે હૃદય કાજ શી ઇતર લ્હાણુ સૌભાગ્યની?

૨૫ : માર્ચ : ૧૯૩૯

# સખી! આજે—

સખી! આજે આંહી પુનરપિ હું મારાં પદ ધરું,
અને જોઉં મારાં પરિચિત પુરાણાં સ્થળ બધાં,
આંહી વ્હોળે હૈયે પરમ નિજ ભાવ પ્રકટતી
લસે શી લાલિત્યે, પ્રકૃતિ નટડીશી રસભરી!

સખી! સીતાસ્નાને પુનિત જળ આ શાં ધમકતાં ૫
ગભીરા ઘોષે ને કુલકુલ બનીને વિખરતાં!
શિલાઓ ભેદીને કઠિન વહતાં તો ય નવ એ
તજે સૌન્દર્યોની સહજ અલબેલી નિજ છટા.

સખી! એનાં એ આ વિમળ જળ ગોદાવરી તણાં,
અને એના એ આ પ્રબળ પડતા ધોધ ગરવા; ૧૦
નિકુંજો એની એ: વિહૃગકલનાદો પણ સખી!
બધા છે એના એ: તદપિ નવલ પ્રાણ ધરતી
હસી સૃષ્ટિ આજે અધિકતર લાસે વિલસતી;
તું જાણે છે, શાને? અસર તુજ એ તો સહુ, સખી!

૨૭ : માર્ચ : ૧૯૩૯

# સખ્યની ધન્યતા

દિવસને પળમાં પલટાવતી,
તવ સખા! સહચારની માધુરી,
અવ કદા મમ અન્તર માણશે
દિન સમાન પળો ય યદા થશે?

અવ અનાથ દશા મહીં એકલું 5
સભર વિશ્વમહીં ઉર ઝૂરશે;
પ્રણયની તુજ હૂંફ શમી જતાં,
પ્રણયનાં શમણાં મહીં રાચશે.

તુજ વિના રસ્યું કેવળ કાવ્યમાં,
તુજ સહે થયું કાવ્ય જ જે સ્વયં, 10
જિવન તે, ન છતાં કદિ હારશે,
હૃદય દુર્બળતા નહિ ધારશે.

ક્ષણિક તો ય ન સખ્યની ધન્યતા
વિફળ એમ કદાપિ બને, સખા!

૨૭ : માર્ચ : ૧૯૩૯

## નવા પ્રાણે

અંહી માનવતા દીસે નવા પ્રાણે પ્રફુલ્લતી,
સ્વાતંત્ર્યની બધે ઘેરી ખુમારી શી ચડી રહી!

યુગોજુનાં આન્તરબાહ્ય બન્ધનો
તૂટી જતાં દાસ્ય તણાં અહીં દીસે,
યુગો થયાં ક્રીડનકો વડીલનાં ૫
બનેલ, તે બાલ મનુષ્ય હ્યાં બને.

જન્મે અને સંસ્કરણે વ શિક્ષણે
આવ્યું ઘડાતું ભય ને પ્રલોભને,
દૌર્બલ્ય ને દમ્ભ મહીં જ રાચતું,
સર્વત્ર જે ક્ષુલ્લક સ્વાર્થ સાધતું;
યુગો થયાં પૌરુષને વિસારી,
દયા પરે અન્ય તણી જ જીવતું,
તે માનવીનું શિશુ મુગ્ધ આંહી,
-જાણે ધરીને નવલું જ ખોળિયું-
નિર્બન્ધ મુક્તિ લહરે લહરાતું કેવું? ૧૫
વ્યક્તિત્વને નિજ રહ્યું વિકસાવતું શું!

અંધારા જગના ઓળા નહિ એને શું આવરે?
બાલ્ય પૂરું થતાં તે યે નહિ શું અન્યશાં બને?

પ્રણાલિકાનું જગપાત્ર એમના
વ્યક્તિત્વને શું નહિ દે સમાવી? ૨૦
શીળા ઉના શું જગવાયુ વાઇ
શમાવશે એની નહિ ખુમારી?

પ્રશ્નો એ ઊઠતાં સાથે આપોઆપ વિરામતા;
અભયે ઊછરેલાંને શી હોયે ઉર દીનતા?

જે મુક્તિનું ધાવણ ધાવિયું તે ૨૫
સહી શકે બન્ધનને કઈ વિધે?
વ્યક્તિત્વનું વિસ્તૃત વ્હેણ સાંકડી
સીમા મહીં કેમ કરી વહી શકે?

વહે છે ભેખડો ભેદી, નિર્મળે નીર નર્મદા,
વિકસેલ વહે તેવું, મુક્ત વ્યક્તિત્વ સર્વદા. ૩૦

સુરક્ષિત તળાવનું કમલરેણુથી મ્હેકતું,
અને મધુર હંસના કલનિનાદથી કૂજતું,
ન રૂપ કદિ એહને ઉર રમે, જહીં સાંપડે
સુગન્ધ, રસ, ગીત–એક બસ વ્હેણવ્હાણું બધું.

વસ્યું છે તેનું તો જીવન બસ નિત્યે વહનમાં. ૩૫
અને એ કાજે તો વનવન ભમી ને ઉપહસી
મહાવિઘ્નો, ભેદી કઠિનતમ દુર્ગો ખડકના,
શિલાઓ વીંધીને, ગહન વળી ખીણેમહીં ભમે.

અને કસી પૌરુષને પળે પળે,
માણી મઝા સાહસની ક્ષણે ક્ષણે, ૪૦

અન્તે કરી જીવનને કૃતાર્થ
વિસામો જે એનો જલધિજલહૈયું, તહીં શમે.



નિજ વ્યક્તિત્વરેખાને નિર્બાધ વિકસાવતું;
હવામાં મુક્તિની આંધી હીંચતું માનવીશિશુ.
ન્યાળી માનવતા મોંઘી ઉદયોન્મુખ સે અંહી;
સ્વાતંત્ર્ય, સ્વત્વ દેશ આ નવા પ્રાણે પ્રફુલ્લતી. ૪૫

૨૮ : માર્ચ : ૧૯૩૯

# ઘડીક

ઘડીક નહિ દાખવે તુજ સ્વરૂપ સાચું મને ?
તને પ્રણય ! પામવા જીવનભેર હું તો મથ્યો,
હતો શિશુ હું ત્યારથી દરસ કાજ તારાં ભમ્યો,
છતાં ભ્રમણ માહરાં કરુણ ના હજી યે શમે.

સુરમ્ય કદિ ચિત્ર કો નિરખું દૂર ને તે ભણી ૫
ધસું વિવશ એહને પ્રણય ! રૂપ તારું ગણી,
પરંતુ રમણીયતા પલકમાં સરી સૌ જતી,
અને નિરખી હું રહું છવિ વિરૂપ ત્યાં હાસ્યની.

ગણી કુસુમ, ભેટતો અવ લગી રહ્યો ઝાંખરાં,
ગણી પ્રણય, ડૂબતો હજી લગી રહ્યો હાસ્યમાં, ૧૦
છતાં તરસ તાહરા દરસની ન હૈયે શમે;
અને ઉર અનીશમાં પ્રણય ! એકલો તું રમે !

અદીઠ રહીને ય કામણુ તું આટલાં પાથરે,
સજીવ તુજ સ્પર્શ તો પ્રણય ! શો ય હૈવી હશે !

૨ : એપ્રિલ : ૧૯૩૯

# કહું હું ઉરને

કહું હું ઉરને: "તને પ્રણયભૂખ શી આવડી?
નથી અતલ ભૂતમાં સ્મૃતિ ભરેલ સૌભાગ્યની?
ન સાંપ્રત મહીં ય વા ઝળકી તેજરેખા રહી?
નથી સ્વપનમાધુરી સુખભરેલ શું ભાવિની?
રહે છે ઝુરી કે નિરંતર અશક્ય કાજે જ તું? ૫

હતો પ્રણય ન્યહાળિયો કદિ ય તેં? વ છે ધન્યતા
કદી અનુભવી ય તેં પ્રણયકેરી, કે તું રહે
નકામું જળ ઝાંઝવા ભણી ધસી? અને વેડફે
કુમાશ તુજ પંથમાં કુટિલ કંટકોથી ભર્યા?

અરે! પ્રણયપંથ એહ તુજ કાજ હૈયાં! નથી!" ૧૦

કહું હું ઉરને: છતાં નવ હઠીલું એ માનતું;
કહે, "ખરું; પરંતુ હું વિકસું આશ એની ધરી;
અને તહીં જ જો વસ્યું સકલ માહરું જીવન,
વસો મરણનું ય ત્યાં મુજ સુભાગ્ય ને સાન્ત્વન."

૪: એપ્રિલ: ૧૯૩૯

# એને હાસ્યે

રુમઝુમ કરતી સરિતા હસતી,
કળી કમળની સ્મિતમાં સરતી,
અન્તરનો ઉલ્લાસ પ્રસરતી
હસતી સૃષ્ટિ કાં ?

વનવિહંગના ઝીણા ગાને, ૫
સૂરીલા સરિતાના તાને,
પુષ્પ, પત્ર ને ડાળે શાને
હીંચી હાસ્ય રહ્યાં ?

જીવનની અલબેલી આશા,
યૌવનની રસપ્રાણપિપાસા, ૧૦
અન્તરની ઊંડી અભિલાષા,
આજે તૃપ્ત બને.

આજે વિશ્વંભરવાડીનું,
પ્રભુતાને પમરાટ પમરતું,
મોંઘું, મધુરું દીસે હસતું ૧૫
ફુલડું બાલક આ.

વૃદ્ધ ભૂતનાં નેણ ઠરે ત્યાં,
વર્તમાનના થાક શમે ત્યાં,

સ્વપ્નશીલ ભાવીની ચે ત્યાં
આશા એક રહી. ૨૦

અન્તર એનું ઉછળે આજે,
નેણે સ્વપ્ન નવેલાં નાચે,
જગહૈયામાં એને હાસે
આજે કાવ્ય ઝમે.

એનાં આંસું યદિ જગતનું ભૂંસી દે ચિત્ર ચારુ, ૨૫
એને હાસ્યે વિમળ, કયમ ના પાંગરે લોકહૈયું?

૨૫ : મે : ૧૯૩૯

તારા સ્મિત વિના મારું શૂન્ય સર્વસ્વ બે થયું,

તો તેના વિશ્વ આજે હું અંતરે અન્ય શું ચહું?

# ટિપ્પણ

આરાધના : ( પૃ. ૧ ) પ્રગટ થયું 'કુસુમ.'

પદપદ્મ–ચરણ કમળ. પ્રત્યૂષ–ઉષા. કરણો–ઇન્દ્રિયો. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह એવા ઇષ્ટ સૌન્દર્યસ્વરૂપ માટે મૌન એ જ ઉત્તમ આરાધના છે.

કહી શકું : ( પૃ. ૨ ) પ્રગટ થયું 'સ્ત્રી બોધ.'

વનપાદપો–વનનાં વૃક્ષો. અવકાશને–આકાશને. એક તરફથી યુગજૂનાં વૃક્ષો અને બીજી તરફથી તારો પ્રેમળ સ્પર્શ થતાં જ પોતાના આત્માની બધી કલાઓ પ્રગટ કરવાને તલસતા કોમળ છોડ : આ બધાં જ્યાં તારા ( પ્રોત્સાહક અને પોષક પરમ શક્તિના ) સ્મિતને ઝંખી રહ્યાં હોય ત્યાં તું મને એકને જ જોજે એવી ક્ષુદ્ર અને સંકુચિત સ્વાર્થવૃત્તિવાળી પ્રાર્થના હું કેવી રીતે કરું ?

બજો વીણા મારી ! ( પૃ. ૩ ) પ્રગટ થયું 'સંદેશ.'

અનવરત–અટક્યા વિના. અવ–હવે. એનો–વિશ્વોના પરમ બજવૈયાનો. બજવૈયાના લલિત સ્પર્શે લલિત અને રુદ્ર સ્પર્શે રુદ્ર સૂર કાઢવામાં જ વીણાનું–કવિહૃદયનું–સાર્થક્ય રહ્યું છે.

થતું કુસુમને : ( પૃ. ૪ ) પ્રગટ થયું 'કૌમુદી.'

ચિરં સમય–લાંબા વખત સુધી. સીકરે–છાંટાથી. પંક્તિ ૮–કે નવોઢાના નવા અનુભવથી ધડકતા હૃદય પર રહીને તેના ઉરની કથાને સાંભળું ? માતની–પૃથ્વીની. મૌગ્ધ્ય–પુષ્પની મુગ્ધતા. મૌગ્ધ્યના તર્ક-

વિતર્કો પ્રણયનો સ્પર્શ થતાં જ શમી જાય છે અને પ્રણયની ધન્યતામાં જ એ લીન થઇ જાય છે.

અજબ દયિતે! (પૃ. ૫) પ્રગટ થયું 'રશ્મિ.'

સમદ–મદભરેલી. શિવ–કલ્યાણકારી. નિર્વાણ–મોક્ષ; અંતિમ શાન્તિ. ધનુ ધનનું–મેઘ ધનુષ્ય. દયિતે–પ્રિયે. અભાવે–ગેરહાજરીમાં. ભાવે–હાજરીમાં. તમારી ગેરહાજરીમાં હૃદય તમારા જ વિચારોમાં પરોવાયેલું રહેતું હોવાથી જગતના સૌન્દર્ય પર ધ્યાન જતું નથી; અને તમારી હાજરીમાં બધું લક્ષ તમારા સૌન્દર્યમાં જ એકાગ્ર થયું હોય છે, એટલે પણ જગતનું બીજું સૌન્દર્ય આંખોમાં વસતું નથી. આમ તમે હાજર હો કે ગેરહાજર, પણ મારા હૃદયમાં એક તમે જ રમી રહો છો એ તમારું વશીકરણ કેવું?

આજનું કૂજન: (પૃ. ૬) પ્રગટ થયું 'ગુજરાત.'

માદક–મદને પ્રેરે તેવો. પ્રદોષ–સંધ્યા. પંક્તિ ૩૮–એ માર્દવના પૃથક્કરણમાં મારે ઊતરવું નથી. જીવનના બળતા બપોરને વખતે નિરાશ કે નિરુત્સાહ થવાને બદલે હું પણ તારી માફક કૂજી ઊઠું એટલા માટે તારું આ અપૂર્વ કૂજન હું મારા હૃદયમાં સંઘરી રાખીશ.

નયનનીર: (પૃ. ૮) પ્રગટ થયું 'ઊર્મિ.'

સમુદ્ધરણ–ઉદ્ધાર. પૂર્વજતણાં–કપિલ મુનિના કોપથી ભસ્મસાત્ થઈ ગયેલા સગરના પુત્રોના. પંક્તિ ૪–પુરુષાર્થની જ્યોતિમાં જ્યારે તેનાં ઘોર અંધારાં આથમી ગયાં ત્યારે; જ્યારે એનો પુરુષાર્થ ફળ્યો અને એની નિરાશા ઓસરી ત્યારે. સુતનુ–નાની. જટિલતા–અટપટાપણું. પંક્તિ ૮–મહાદેવના જટાજૂટમાં જ્યારે ગંગાની ધાર અટવાઇ ગઈ ત્યારે ભગીરથનાં હર્ષાશ્રુ નિરાશાનાં આંસુમાં ફેરવાઇ ગયાં. પંક્તિ ૧૧–મહાદેવ અને પાર્વતીનાં સુન્દર સ્મિતનું પ્રતિબિમ્બ પોતાના હૃદયમાં ધારણ

ફરીને એ ધાર વહેવા લાગી. ભગીરથનાં આંસું હર્ષમાંથી શોકમાં ને શોકમાંથી પાછાં હર્ષમાં ફેરવાયાં; એ રીતે મારાં આ શોકાશ્રુ હર્ષાશ્રુમાં ક્યારે ફેરવાશે?

રમત આ? (પૃ. ૯) અપ્રગટ.

નિશ્ચય આવજો : (પૃ. ૧૦) પ્રગટ થયું 'કૌમુદી.'

નિમીલિત–ઢળી ગયેલાં. કાનન–વન. તવ–ત્યારે. માધવી–વસન્તની લક્ષ્મી, શોભા. પંક્તિ ૪૪–૪૫–તે વખતે મારું જીવન ફરીથી ધન્ય બનશે અને ફરીથી મારા આત્માની ઉષા ઊઘડશે.

ગાથા મૃદુ મૃદુ : (પૃ. ૧૨) પ્રગટ થયું 'સંદેશ.'

બધિર–બહેરું, લાગણીહીન. સ્વપન–આકાંક્ષા. સરોજો–કમળો. મારાં આંસુમાં એનાં કમળ જેવાં વિશાળ અને સ્મિતભર્યાં નયનોનું પ્રતિબિમ્બ પડશે.

ઝરણુ રસનું : (પૃ. ૧૩) પ્રગટ થયું 'નૂતન યુગ.'

અત્યૂષ–ઉષા. નિરાશ્રયે–નિરાધારતામાં. પ્રાલેય–પ્રલયના. જીવનમાંથી પ્રણય ચાલી જતાં હૃદયનો રસ અને હૃદયની કવિતા ઓસરી જાય છે. ફરી પાછો પ્રણયનો સ્પર્શ થતાં હૃદયરસનું એ ઝરણુ સજીવન થાય છે.

તમે ગયાં? (પૃ. ૧૫) પ્રગટ થયું 'પ્રસ્થાન.'

પ્રવહ–પ્રવાહ. મનોરથમાધવી–મનોરથરૂપી ફૂલવેલ. વંધ્ય–નિષ્ફળ. તાટસ્થ્ય–તટસ્થતા. વંચના–ભ્રમ. તુમુલ દ્વન્દ્વ–ભયંકર દ્વન્દ્વયુદ્ધ. પ્રસન્ન–નિર્મળ, નિર્વિકાર.

સ્વપ્ન સરોવરે : (પૃ. ૧૭) પ્રગટ થયું 'ઊર્મિ.'

સૌરભસૂત્ર-સુગન્ધના સૂત્રમાં. માધવશ્રી-વસન્તની શોભા. વક્ષ-છાતી. ચાટુશતે-સેંકડો પ્રકારનાં મધુર વચનોથી. અનીશ-અસમર્થ, જેનો પોતાના પર કાબૂ રહ્યો નથી તેવું. અભિરામ-સુંદર. મધુમોહ-મીઠી મૂર્છા. સ્મરનાં-કામદેવનાં. સરસેજ-સરોવર રૂપી શય્યા. નિર્વાણને-મોક્ષને. વૈયાત્યથી-કઠોરતાથી, દઢતાથી. સમાધિમાં-આનન્દની એકાગ્રતામાં. વિકલવતા-ખિન્નતા, ગભરાટ. અંકનરેખ-નિશાની, ચિહ્ન.

હસે તો : ( પૃ. ૨૧ ) પ્રગટ થયું 'સાહિત્ય.'

વિશદ-નિર્મળ. વિષમ-અસહ્ય. ભર-ભાર.

સ્વપ્ન મારાં : ( પૃ. ૨૨ ) પ્રગટ થયું 'ઊર્મિ.'

સ્પન્દિત-સ્ફુરિત. સમદ-મદભરેલી.

વિલસન-વિલાસ. રાગ પદનો—(૧) ચરણ પર લગાવેલો રાતો રંગ. (૨) કવિતા પક્ષે, પદનો સૂર, પદની મીઠાશ. મલયજ વેણુધર-મલયાચલ પરથી પોતાની વેણુ વગાડતો વાયુ. ઉલૂક-ઘૂવડ. અમીસ્રોતો-અમૃતના પ્રવાહો. દ્યુતિ-તેજ, પ્રકાશ. જટિલ-અટપટા. તિમિર પડદે-અંધકારનો પડદો નાખીને. કરણકરણે-પ્રત્યેક ઇન્દ્રિયમાં. મદાલસે-મદથી અને આલસથી. નિશીથે-મધ્યરાત્રિએ. નિશીથ સામાન્ય રીતે પુલ્લિંગ શબ્દ છે. પણ ક્યારેક એ નપુંસકલિંગમાં પણ વાપરવામાં આવે છે.

રહો તહીં જ : ( પૃ. ૨૩ ) પ્રગટ થયું 'પ્રસ્થાન.'

આશ્લેષ-આલિંગન. ઉત્ફુલ્લ-ખીલેલું. સુતનુ-સુકોમળ. ધૂસરી-મેલી; ગંદી.

પૂછું તને : ( પૃ. ૨૯ ) પ્રગટ થયું 'સામળદાસ કૉ. મૅગેઝીન.'

પંક્તિ ૧. સરખાવો स एकाकी न अरमत ॥ અને एकोऽहं बहु स्याम्. ક્રીડનકો-રમકડાં.

કવિનું સ્મિત : ( પૃ. ૩૦ ) પ્રગટ થયું 'કૌમુદી.'

કેવળ–નિરપેક્ષ, નિર્ભેળ; શુદ્ધ. નિરપેક્ષ–સ્વતંત્ર, absolute. 'જગતમાં નિરપેક્ષ, એકપક્ષી, સામું પાત્ર પડઘો ન પાડે તો પણ ટકી શકે તેવો પ્રણય શક્ય નથી' એવી પૂર્વપક્ષીની દલીલનો જવાબ કવિ મુખેથી કશો આપતો નથી. પણ સામે વિલસી રહેલી પ્રકૃતિલીલા–કુમુદ અને ચાંદની, ચાંદની અને સમુદ્ર, સમુદ્ર અને સરિતાના એવા પ્રણય–તરફ પ્રતિપક્ષીનું ધ્યાન ખેંચે છે; અને મૂક સ્મિત વડે જ એની દલીલનો ઉત્તર આપે છે.

કવિ : ( પૃ. ૩૧ ) પ્રગટ થયું 'પ્રજાબન્ધુ.'

અઙ્ગીઠ દઇશ : ( પૃ. ૩૨ ) પ્રગટ થયું 'ગુજરાત.'

પથ્થરમાંથી પ્રભુમૂર્તિ સરજવી એ તો હજી સહેલું છે. પણ આમાંથી–હૃદય ગણીને મેં ગ્રહેલી આ વસ્તુમાંથી–તું પ્રભુ પ્રગટાવ ત્યારે ખરો.

તમે જ : ( પૃ. ૩૩ ) પ્રગટ થયું 'કૌમુદી.'

વિફળ મળવું : ( પૃ. ૩૪ ) પ્રગટ થયું 'નવચેતન.'

ભૂલી જાવા : ( પૃ. ૩૫ ) પ્રગટ થયું 'પ્રતાપ.'

તો ? ( પૃ. ૩૬ ) પ્રગટ થયું 'સ્ત્રીબોધ.'

વિજિગીષણા–વિજયની ઇચ્છા. આપણે આપણી આંખે જ બીજાને જોઇએ છીએ તેને પરિણામે બધી વિષમતાઓ અને વિસંવાદ જન્મે છે.

ભૂલું તને ? ( પૃ. ૩૭ ) પ્રગટ થયું 'કૌમુદી.'

પ્રબુદ્ધ–જાગ્રત. ફલોન્મુખ–ફળ આપવાને તૈયાર. પંક્તિ ૧૫થી ૧૯–અને મારા પોતાના વ્યક્તિગત અને સંકુચિત સ્વાર્થને જોવાને બદલે

સમસ્ત માનવતાના સ્વાર્થને હું મારો સ્વાર્થ ગણવા લાગ્યો. સમષ્ટિ–સમુદાય. વ્યષ્ટિ–વ્યક્તિ; સમષ્ટિનો પ્રત્યેક અંશ. ક્રાન્ત–વસ્તુનું રહસ્ય જોઈ શકનાર. તેજેભર્યો અંચલ–ઊજળા ઉત્તરીયમાં. કૌટિલ્ય–કુટિલતા. નિર્વ્યાજ–દંભરહિત. પંક્તિ ૬૩થી ૬૫–પશુમાંથી ઉત્ક્રાન્તિ પામીને મનુષ્ય થયો છે. એટલે પશુત્વ મનુષ્યની મૂળ દશા. હજી પણ એ જ પશુત્વ મનુષ્યની સાથે લડી રહ્યું છે. માનવી અને પાશવી વૃત્તિઓ વચ્ચે હજી પણ યુદ્ધ ચાલી રહ્યું છે અને હજી પણ એ પાશવી વૃત્તિઓ મનુષ્યની શુભ વૃત્તિઓને ક્યારેક પરાભૂત કરી દે છે. વંચના–છેતરપીંડી. વંચક–ઠગારી.

શાને? (પૃ. ૪૧) પ્રગટ થયું 'ગુજરાત.'

ક્યમ ન માનવી પાંગરે? (પૃ. ૪૨) પ્રગટ થયું 'સુકુર.'

વિધુલેખ–ચન્દ્રરેખા. સામ્યની ભાવના–ઉચ્ચ નીચના ભેદનો અભાવ. મરણશાં–મરણ જેવાં, મરણ જ કહી શકાય તેવાં. શ્વસન એકલું ધારશે? –જીવવું એટલે શ્વાસોચ્છ્વાસ લેવા એટલું જ? પેટમાં–પેટ ભરવામાં. સ્મૃતિશિષ્ટ–જેનાં સ્મરણો જ બાકી રહ્યાં છે તેવાં. ગલિત–ગળી ગયેલાં. પરાગ–સુગન્ધ. ક્રીડનો–રમકડાં. સહકાર–આંબો. મદન કાર્યને સાધતી –કોકિલા મદનની દૂતી ગણાય છે. त्वां कामिनो मदनदूतिमुदाहरन्ति। કર્કશ–કઠોર. દ્વિજકુલ–પક્ષીઓનું કુટુમ્બ. સજાત–સજાતીય. પંક્તિ ૪૪–૪૫–મનુષ્યેતર સમગ્ર સૃષ્ટિમાં જેવું બી તેવું ફળ થાય છે. બીજનો ચન્દ્ર મોટો થતાં પૂનમનો ચન્દ્ર બને છે; આંબાની મંજરીમાંથી આમ્રફળ જ થાય છે; કોયલનું બચ્ચું, નાનપણમાં કાગડાને ત્યાં ઊછર્યું હોય તો પણ મોટું થતાં તો કોયલ જ બને છે; તો એક મનુષ્યમાં જ એમ શા માટે થતું નથી? સાદું, સરળ, ચેતનથી લખલખતું બાળક મોટું થતાં જ, શા માટે દંભી, ભીરુ, કુટિલ અને નિરુત્સાહી બની જાય છે?

અમે મનુજ ! ( પૃ. ૪૪ ) પ્રગટ થયું 'માનસી.'
શિરકિરીટ–માથાનો મુગટ. 'Roof and crown of things.' શૃંખલા–સાંકળ, બન્ધનો. પંક્તિ ૧૮–' Man was created in the image of God.' રૂપ–સૌન્દર્ય. આકાર–આકૃતિ, ઘાટ.

નોકરી : ( પૃ. ૪૬ ) પ્રગટ થયું 'કૌમુદી.'

કોયલ અને કાગડો : ( પૃ. ૪૯ ) પ્રગટ થયું 'પ્રસ્થાન.'
પોતાની કદર નથી થતી, પોતાની લાગણીને કોઈ ગણતું નથી એ વૃત્તિ દુનિયામાં કેટકેટલાં દુઃખનું કારણ બને છે ?

ગાડી જતી'તી : ( પૃ. ૫૩ ) પ્રગટ થયું 'કૌમુદી.'
ગરીબને પોતાની ગરીબી, ને શેઠને શેઠાઈ કેટલી સદી ગઈ છે ?

"પીયર્સ સોપ" : ( પૃ. ૫૬ ) પ્રગટ થયું 'લોકવાણી.'
સર્વસંગ્રહ–Pears' Shilling cyclopaedia. જિજીવિષા–જીવવાની ઇચ્છા. ઈપ્સિણા–વાસના. પંક્તિ ૫૯–૬૦ જે વિસ્મૃતિ અનિવાર્ય છે તેમાંથી બચવા માટે અમે સ્થૂલ અને સૂક્ષ્મ સર્જનો કરી રહ્યાં છીએ. સ્થૂલ સર્જનો–પ્રજોત્પત્તિ. સૂક્ષ્મ સર્જનો–સાહિત્ય વગેરે કલાસ્વરૂપો. નવો પ્રશ્નાર્થ–અનિવાર્ય વિસ્મૃતિને, મરણને ખાળવાના પ્રયત્નોની નિરર્થકતાનો ને હાસ્યજનકતાનો.

બૂટ પાલીસવાળાને : ( પૃ. ૬૦ ) પ્રગટ થયું 'પ્રસ્થાન.'
પ્રસ્નવ–ઝ્હાનો, ધારા, પ્રવાહ.

એન્જીન હોત હું તો ? ( પૃ. ૬૫ ) પ્રગટ થયું 'ગુજરાતી.'
ઈપ્સિત–ઇચ્છા પ્રમાણેના.

ઊંડે જઈ : (પૃ. ૬૯) પ્રગટ થયું 'શરદ.'

નથી કવિ થવું : (પૃ. ૭૦) પ્રગટ થયું 'ગુજરાત.'

ક્રન્દને–દુઃખની. ચીસોથી. વ્રણો–ઘાવ. સુહૃત્‌–સહૃદયી. જ્યાં થકી–જે તન્તુમાંથી નિરપેક્ષ–સ્વતંત્ર, કોઇ પણ જાતના સ્વાર્થ કે બદલાની આશા વિના. અકળ–ન કળી શકાય તેવા. બધિર–બહેરા. અકૈતવ–કૂડકપટ વિનાના. અવિરામ–અટક્યા વિના. ઋતાવરી–સત્ય, દૈવી, નિશ્ચલ નિયમોવાળી.

ટકોરા : (પૃ. ૭૩) પ્રગટ થયું, 'ગુજરાત.'

કુટીર–ઝૂંપડી. અમીટ–મટકું માર્યા વિના. પ્રદોષ–સન્ધ્યા.

ઓગણત્રીશમે : (પૃ. ૭૭) પ્રગટ થયું 'ગુજરાત.'

તટવાલુકા–કિનારા પરની રેતી. કાલિમા–કાળાશ. સલિલ મૌક્તિકો–પાણીનાં મોતી, મોતી જેવાં ફીણ. વપુ–શરીર.

વિસંવાદ : (પૃ. ૭૯) પ્રગટ થયું 'કૌમુદી.'

જરઠ–ઘરડો. કંકાલ–હાડપિંજર, બીહામણો. કન્દરા–ગુફા. કમ્ર–રમણીય.

તારાં દર્શન : (પૃ. ૮૨) પ્રગટ થયું 'ગુજરાતી.'

અંક–ખોળો. બાહુક–ઠીંગણી, ટૂંકી, વરવી. સુખધામ–સુખના નિવાસ જેવી. ઉદાત્તતા–ઉચ્ચતા.

પાર્વતી : (પૃ. ૮૫) પ્રગટ થયું 'કૌમુદી.'

પિનિલોપ–ઓડિસીની નાયિકા. કુમુદ–સરસ્વતીચંદ્રની નાયિકા. ડેસ્ડિમોના–ઓથેલોની નાયિકા. વાદળોમાં વિરાજતી–અત્યંત ઊંચી કલ્પનાઓમાં જ રહેનારી. પાર્વતી–શરદબાબુ કૃત 'દેવદાસ'ની નાયિકા. પંક્તિ ૩૫–ઉઘડતા યૌવનમાં. અવહેલના–તિરસ્કાર. અન્તસ્તપને–હૃદયના તાપથી.

ઢૂંઢું : (પૃ. ૯૦) પ્રગટ થયું 'ઊર્મિ.'

लोकक्षयकृत्प्रवृद्ध–લોકોનો ક્ષય કરવાવાળા મહાકાલઃ કાલવિપર્યયો–સમયની ઉથલપાથલ. વિરક્તિ–વૈરાગ્ય.

હું તો ચહું : (પૃ. ૯૩) પ્રગટ થયું 'કુમાર.'

સમત્વ–સમાનતા. અનઘ–નિષ્પાપ. અભાન–અજ્ઞાન. મુદમયી–આનન્દ-મય. સમાધાન–વિરોધ, શંકા કે ગૂંચવણનો નિવેડો અને શાન્તિ.

શાશ્વત યૌવનશ્રી : (પૃ. ૯૪) પ્રગટ થયું 'નવચેતન.'

કુહર–ગુફા, બખોલ. અભીપ્સા–ઊંડી ઇચ્છા. શિવ–કલ્યાણકારી.

ભૂકમ્પ : (પૃ. ૯૬) પ્રગટ થયું, 'પ્રસ્થાન.'

પ્રતિસમય–વખતોવખત.

અમાસ : (પૃ. ૯૭) પ્રગટ થયું 'શારદા.'

પ્રતીચી–પશ્ચિમ દિશા. બંકિમા–વળાંક. આચ્છ–પટ. સુષુપ્ત–સૂતેલું. ઉદ્દી-પનો–ઉત્તેજન આપવાવાળા પદાર્થો. સૌમ્ય–બુધ. ભૌમ–મંગળ.

તવ સ્પર્શે : (પૃ. ૯૯) પ્રગટ થયું 'શરદ.'

સોપાને વ્યક્તિના : (પૃ. ૧૦૦) પ્રગટ થયું 'બે ઘડી મોજ.'

વરેણ્ય–શ્રેષ્ઠ, ઇચ્છવા યોગ્ય. ભર્ગ–કિરણ. શસ્યશ્યામલા–અનાજથી શામળી લાગતી પૃથ્વી. મેઘરજે વિમુક્ત–મેઘની ધૂળથી મુક્ત થયેલું. પલ્વલ–નાનાં જળાશયો, ખાબોચિયાં. અસેતી–મુગ્ધ. આઢ્ય–ભરપૂર. આત્યન્તિક–સદાનો. ફાળી–ફૂંપળો લાવીને. યુયુત્સુ–યુદ્ધ કરવાની ઇચ્છા-વાળી. સત્ત્વસંશુદ્ધિ–અંતઃકરણની શુદ્ધિ. સોપાને–પગથીયાં પર થઇને.

સ્પર્શ તારો : (પૃ. ૧૦૪) પ્રગટ થયો થોડો ભાગ 'રશ્મિ.'

પંક્તિ ૧ થી ૧૫ તારા મંગળ સ્પર્શથી મારાં આન્તર ચક્ષુ ઊઘડ્યાં. પક્તિ ૧૫ થી ૫૪–તારા સ્પર્શ પહેલાં મારું હૃદય નિરાધારતા અને નિરાશાથી પીડાતું હતું. પંક્તિ ૫૫ થી ૮૫–અને તારો સ્પર્શ થતાં જ સજીવ અને નિર્જીવ સૃષ્ટિનાં જૂજવાં સ્વરૂપોમાં મેં વિશ્વશરીરની અખંડ એકતા જોઇ. સ્ફુલિંગ–તણખો. પંક્તિ ૮૫ થી ૯૫–વિશ્વની આન્તર યોજનામાં ગૂંથાઇ જઇને મારે પણ સંવાદ સાધવો. વિશ્વના સર્વ પદાર્થો જેમ પોતપોતાની આત્મકલા પ્રગટ કરે છે તેમ મારે પણ મારી આત્મકલા પ્રગટ કરવી રહી. મનુષ્ય અને મનુષ્યેતર સૃષ્ટિ, મનુષ્યેતર સૃષ્ટિમાં પણ સજીવ અને નિર્જીવ બધા પદાર્થો : આમાંનું કોઇ પણ બીજા કોઇપણના ઉપભોગ માટે નથી, બીજા કોઈ કરતાં ચડીયાતું કે ઊતરતું નથી. એમાંના પ્રત્યેકનું સ્થાન વિશ્વશરીરના અક્કેક અવયવ પૂરતું છે. એટલે એમાંના પ્રત્યેકે–પક્ષીએ ગીતથી, પુષ્પોએ સુગન્ધથી, આકાશલક્ષ્મીએ પોતાના ક્ષણ ક્ષણ નવીન સૌન્દર્યપ્રદર્શનથી–વિશ્વનો સંવાદ સાધવો રહ્યો. મનુષ્ય પણ, વિશ્વશરીરનો એક અવયવમાત્ર હોવાથી, એ જ રીતે પોતાની માનવતાનો અને ઇશ્વરદત્ત વિશિષ્ટ શકિતનો આવિષ્કાર કરીને વિશ્વસંવાદને સાધી શકે. પંકિત ૯૫–વિશ્વના મંગળ ગીત–" Creation's Chorus." પંકિત ૯૬ થી ૧૨૬–નિસર્ગ અને માનવી. મળે ભરેલી–વિકાર યુકત. અસૂય–ઇર્ષ્યાળુ. પંકિત ૧૨૭ થી ૧૩૯–વિસંવાદ પછી તારા સ્પર્શથી મળેલું નૂતન જીવનદર્શન શે ભુલાય? ઘેઘુર–ઘોર.

પન્થ તારા : (પૃ. ૧૧૧) પ્રગટ થયું 'કૌમુદી.'

ઉર માથ–હૃદય પર. તારે પન્થે પળતાં, આંખ કાન હૃદયને તારો સ્પર્શ થતાં, જીવન તરફનું મારું સમગ્ર દૃષ્ટિબિન્દુ ફરી ગયું; તો પછી 'વ્યવહારુ' લોકો તારા પન્થની નિન્દા કરે તેની દરકાર હું શા માટે કરું?

પહેલો દિવસ : ( પૃ. ૧૧૫ ) પ્રગટ થયું 'ઊર્મિ.'

શિરત્રાણ–મસ્તકના રક્ષણ માટે પહેરાતા ટોપ, helmets. અનીક–સૈન્ય. ગોરંભ્યો–ઘેરાયો. વલય–કંકણ. પં. ૩૧, ૩૨–ગ્રીષ્મમાં હિમ ઓગળે તેમ વૃદ્ધોની વૃદ્ધાવસ્થા સરી ગઈ અને તે પણ તરુણોનું શૌર્ય દાખવવા લાગ્યા. ધૂર્જટિ-શિવ. કુન્દ–એક જાતનું પુષ્પ. મઘવા–ઇન્દ્ર. રુધિર-કર્દમે–રણભૂમિ પર વહેતા લોહીથી થયેલા કાદવમાં. પં. ૭૭–ધનુષ્યની પણછ કાન સુધી ખેંચીને બાણ છોડયું.

બીજો દિવસ : ( પૃ. ૧૨૦ ) પ્રગટ થયું 'પ્રસ્થાન.'

તર્જના–ધમકી, તિરસ્કાર. ત્રસ્ત–ભડકેલા. પત્રરથો–પક્ષીઓ; સટા–કેશવાળી. મહીધર–પર્વત. પ્રવહ–પૂર. પ્રાવૃષે–વર્ષાઋતુમાં. શિબિર–છાવણી.

ત્રીજો દિવસ : ( પૃ. ૧૨૫ ) પ્રગટ થયું 'પ્રસ્થાન.'

વડવાનલ–સમુદ્રમાં રહેલો અગ્નિ. સીંચાણા–બાજ, શકરા. વૃક્ષકોટર–ઝાડની બખોલ. દુર્ધર્ષ–પ્રચંડ. મૃતકલ્પ–મરવાની લગભગ અણી પર આવેલું. વિનતા કેરો પુત્ર–ગરુડ. પુષ્કર–પ્રલય કાળે વરસતો મેઘ. ક્ષત્ર–ક્ષત્રિયને છાજતું શૌર્ય. સવ્યસાચી–અર્જુન. શિલીમુખ–બાણ. રુષ્ટ–ક્રોધે ભરેલા. દામિની–વીજળી. દુર્દાન્ત–મુશ્કેલીથી કાબૂમાં રહે તેવી.

મહાપ્રસ્થાન : ( પૃ. ૧૩૫ ) પ્રગટ થયું 'ઊર્મિ.'

પં. ૧ થી ૨૨–ઘોર શાન્તિથી નિશ્ચેષ્ટ થયેલું વિશ્વ અને યુધિષ્ઠિરના અન્તરની વ્યગ્રતા. વિશ્રબ્ધ-વિશ્વાસુ; સ્થિર. પં. ૨૩ થી ૬૪ નો વિષય દ્રૌપદીનાં નયનો છે. તે નયનોથી વ્યક્ત થતા વિવિધ ભાવો જ પાંડવોના જીવનપ્રસંગોનું પ્રેરણાત્મક બળ; એ નયનો જોતાં આજે યુધિ-ષ્ઠિરના હૃદયમાં ભૂતકાળની સ્મૃતિઓ જાગે છે. નમેરા–નિર્દય. નોધાર–

નિરાધાર. પં. ૬૪ થી ૧૧૬ નો વિષય દ્રૌપદીનું સ્મિત. તે સ્મિત પર તો પાંડવોનું જીવનસુખ અવલંબતું હતું. તેથી જ આજે તે યુધિષ્ઠિરની સ્મૃતિને પોષે છે. પં. ૬૫, ૬૬–આ સ્મિતને લીધે વૃદ્ધ દ્રૌપદી યે નવોઢા મુગ્ધા જેવી લાગે છે. પંક્તિ ૭૯ થી ૧૦૨–દ્રૌપદીના સ્મિતનું કારણ યુધિષ્ઠિર સમજી શકતા નથી, એટલે તે જાતજાતના તર્કવિતર્કો કરે છે. આ સ્મિત શાને લીધે ફરકતું હશે? શું એ નિદ્રાની દુર્લભ સંજીવનીનો ચમત્કાર હશે કે તેને લીધે જીવનનો બધો વિષાદ ને બધી નિરાશા શમી જતાં, માત્ર સુખસ્વપ્નો જ અન્તરમાં ઉદ્‌ભવે? કે પછી સ્ત્રીહૃદયની વેદનાઓ શમાવવા માટે કુદરતે પોતે જ આવાં નિરુદ્દેશ સ્મિત વસાવ્યાં હશે? અથવા તો આ સ્મિત, આટઆટલાં દુઃખ વચ્ચે પણ હસી શકનારી દ્રૌપદીના ક્ષાત્રની વિશિષ્ટ પ્રભા હશે; કદાચ આ સ્મિત દ્વારા એ પોતાની દુઃખી જાતને છેતરી પણ રહી હોય; કે પછી અગમ્ય ભાવિમાં પણ પોતાના મનોરથો સિદ્ધ થવાનો એને સંભવ ભાસ્યો હોય ને તેને લીધે આ સ્મિત ફરક્યું હોય. અંગવલ્લી–અંગરૂપી વેલ. પંક્તિ ૧૧૩ થી ૧૨૪–યુધિષ્ઠિર તર્કવિતર્કો કરતા ઊભા છે ત્યાં વાયુની લંહરિને લીધે દ્રૌપદીના શ્વેત કેશની એક લટ તેના અધરોષ્ઠ પર ગોઠવાય છે. તે જોઈને દુઃશાસને દ્રૌપદીના કેશનું મર્દન કર્યું હતું, કેશની આ લટોને લીધે જ તેનું સ્મિત આથમી ગયું હતું અને તેમાંથી જ આખું મહાભારત મંડાયું હતું તે પ્રસંગો યુધિષ્ઠિરને યાદ આવે છે. ભૈરવ–ભયંકર. પંક્તિ ૧૩૭ થી ૧૫૮ યુધિષ્ઠિરનાં નેત્રો પાસે યુદ્ધનાં સ્મરણો તરી રહે છે. માનવમેધ–નરયજ્ઞ. આ તે યુદ્ધ કે ઊછળી ઊછળીને ત્રિલોકને બોળી દેવાને મથતો, ધરતીને પોતાના ઉત્પાતથી પીસી નાખતો ને આકાશને પણ જાણે ઉથલાવી પાડતો, ગાંડો મનુજનિધિ? આ તો જાણે પૃથ્વીના પેટાળમાં સૂતેલા બધા યે ભૂકમ્પો એકીસાથે જાગ્યા હોય ને પોતાના ચાબૂકોને વીંઝી વીંઝીને પૃથ્વીનો સાંધે સાંધો ઢીલો કરી નાખતા હોય ને રુદ્રના તાંડવ વખતે તેના ડમરુના તાલે તાલે

નાચી રહ્યા હોય તેવું લાગે છે. અથવા તો, આ તો જાણે ઝંઝાનિલના ઘોડા પર બારે મેઘને પલાણીને રુદ્ર જાતે જ ત્રિલોકનો વિધ્વંસ કરવા માટે, આકાશના ગ્રહો અને ઉપગ્રહોને દડાની માફક ઊછાળતા, ને પોતાની ગર્જનાથી ભુવન ભુવનના સૂર્યોને ભયથી નિસ્તેજ બનાવી દેતા, ચોમેર દોડી રહ્યા છે. કે પછી નાનાં બાળકોની ખોપરીઓની માળા પહેરેલી, અંગેઅંગમાંથી ઝેર વરસતી ને અગ્નિની ઝાળથી ઘડાયેલી, તાજા લોહીથી નીગળતી, ને ખપ્પર લઇને ઘૂમતી ચંડિકા પોતાની ત્રાડોથી ને અટ્ટહાસથી દશે દિશાઓને ભરી મૂકે છે? આ પંક્તિઓ અને પં. ૧૬૬ થી ૧૮૬નું વર્ણન અત્યંત સુંદર ને કવિની લાક્ષણિક "અપૂર્વ ઔચિત્યવાળી શબ્દ યોજના"નો નમૂનો છે. પંક્તિ ૧૭૨, અંગાંગખંડ–શરીરના અવયવોના ટૂકડા. હિમશૃંગ–હિમમય શિખર. પં. ૧૮૧–વૃદ્ધ હોવા છતાં નવયુવાન હોય તેવા દીપ્તિવાળા. પં. ૨૧૦ યુધિષ્ઠિર 'યુદ્ધમાં' બોલે છે; પણ તરત જ તેમને એ યુદ્ધની ક્ષુદ્રતા યાદ આવે છે. એ તે યુદ્ધ કહેવાય? એ તો પ્રપંચના ખેલ હતા. અને પંક્તિ ૨૧૧ થી ૩૪૬ સુધી એ પ્રપંચો જ એમને યાદ આવે છે. એમાં જે જે નિર્ણાયક પ્રસંગ બન્યો તે પ્રત્યેક, શૌર્યથી નહિ પણ છળથી જ બન્યો હોવાનું યુધિષ્ઠિરને લાગે છે. ભીષ્મ, અભિમન્યુ, દ્રોણ, કર્ણ, દ્રૌપદીના પુત્રો, અને દુર્યોધનઃ આ બધાનું મૃત્યુ દગાથી જ થયું. તેમાં ય દ્રોણના વધના સ્મરણ વખતે, પોતે એ પ્રપંચના નિમિત્ત હોવાથી પંક્તિ ૨૯૧, ૨૯૨માં તેમના હૈયાના મર્મ હલી રહે તે ઉચિત છે. પંક્તિ ૩૧૧–૩૧૨ આ કાવ્યના, અને કુરુક્ષેત્રના યુદ્ધના વક્તવ્યના પૂર્વાર્ધ જેવી અને પંક્તિ ૩૫૧, ૩૫૨ ઉત્તરાર્ધ જેવી છે. ધર્મ અને ન્યાયના નિયમો પ્રમાણે શરુ થયેલા યુદ્ધમાં પણ (જુઓ કવિનું 'યુદ્ધારમ્ભ') પ્રસંગોપાત્ત પ્રપંચ અને છળ ભળતાં, તેનો વિજય પણ વિજેતાને કેવો ખિન્ન બનાવી મૂકે છે અને છળનો પ્રતિકાર છળથી કરવા જતાં છળ મરતું નથી પણ ઉલટું વધારે પ્રબળ છળ અવશિષ્ટ રહે છે, તે આ પ્રસંગ-

માળામાં કુશળતાથી બતાવવામાં આવ્યું છે.

પંક્તિ ૨૪૩, ચમૂ-સૈન્ય. છિન્ન-કપાયેલી. પં. ૩૧૪, આચાર્યદેવે મારા શબ્દમાં વિશ્વાસ મૂકયો અને મેં તેમને છેતર્યા? પંકિત ૩૨૪-જુઓ 'સવ્યસાચી', બન્ને હાથે બાણ છોડી શકનાર અર્જુનની 'કલા'! એવું કટાક્ષમય વર્ણન છે. પં. ૩૫૩, સેજ માથે-શય્યા પર. પં. ૩૮૬, 'કાલ શો!' એ ઉદ્‌ગાર, યુધિષ્ઠિરના અત્યાર લગીના મૂક ચિન્તનની ભૂમિકાનું ગૂઢ સૂચન કરે છે. પંક્તિ ૪૦૧, ૪૦૨, પોતાની મૂંઝવણમાંથી યુધિષ્ઠિરને માર્ગ મળી જાય છે એટલે સ્મિત. આખા કાવ્યમાં પ્રકૃતિની ભૂમિકા બહુ ઉચિત રીતે રચવામાં આવી છે; તેમાં પણ પં. ૩૬૫ થી ૪૨૨ સુધીની પ્રત્યેક ભાવને અનુકૂળ નિસર્ગચિત્રોની રચના તો અપૂર્વ કૌશલયુક્ત છે. પં. ૪૦૩, વ્યોમવિહારિણી-આકાશમાં વિહરનારી વીજળી. લસત્પ્રભા-ચળકતી પ્રભા. પં. ૪૦૫, યુધિષ્ઠિરનું મંથન શમી ગયું હોવાથી અને પોતે નિર્ણય પર આવી ગયા હોવાથી, એમની ગતિ પણ હવે લથડતી નથી રહી; પણ પ્રૌઢ અને ધીર બની ગઇ છે. પં. ૪૦૭ થી ૪૧૦, યુધિષ્ઠિરે દ્રૌપદીનું સ્મિત પહેલાં જોયું ત્યારે તે અસ્વસ્થ હતા: અત્યારે સ્વસ્થ છે. એટલે દ્રૌપદી પણ એમને સ્વસ્થ દેખાય છે. વળી, કાવ્યનો આરંભ તેમ જ અન્ત પણ દ્રૌપદીના સ્મિતથી કરવાથી કાવ્યનાં સંવિધાનમાં unity, એકાગ્રતા પણ આવે છે. પંક્તિ ૪૨૧, ૪૨૨-ઉષા ઉગી છે; છતાં ચન્દ્રનું તેજ હજી ઝાંખું નથી પડ્યું. યુધિષ્ઠિરને એ ચન્દ્રતેજથી શ્વેત બનેલા મેઘમાં હિમાલય દેખાય છે. આમ યુધિષ્ઠિરે હિમાલય જવાનો નિર્ણય કરી લીધો છે એનું સૂચન ઘણી જ કલાથી થઇ જાય છે. પં. ૪૨૫, વિતાન-ચંદરવો. પં. ૪૩૫, શિખી-મોર. પં. ૪૩૯, માતરિશ્વા-વાયુ. પં. ૪૪૯-તીવ્ર હૃદયમન્થન પછી યુધિષ્ઠિરનાં તપ અને પુણ્યના ભવ્ય વિજયના પ્રતીકસમી ચરણપંક્તિનું વર્ણન 'પૃથ્વી'માં વધારે સમર્થ, સુન્દર

અને સ્મૃતિને બાઝે તેવું થયું છે. પંક્તિ ૪૭૧, મુમૂર્ષા–મોક્ષની ઇચ્છા. '૪૨૩ મી લીંટીથી શરુ થતા અંતિમ વિભાગને જે સુન્દર ધ્વનિથી સંપેટયો છે તેવો સુભગ ધ્વનિપ્રકાર આપણાં તો આપણાં, પણ પરસાહિત્યમાં યે વિરલ જ છે.'

શ્રી. રાલરરાય માંકડ.

૪૭૬ : આનન્ત્ય : જ્યાં વ્યવહાર આદર્શમાં પરિણમે છે, જ્યાં સ્વાર્થ પરમાર્થમાં લીન થાય છે, જ્યાં રાગ વૈરાગમાં શમે છે, જ્યાં વ્યષ્ટિ સમષ્ટિમાં મળે છે, જ્યાં જન્મ અને મૃત્યુનાં બન્ધન તૂટતાં જીવન અખંડ ચેતનપ્રવાહમાં વહે છે.

શુભયોગ : (પૃ. ૧૫૯) પ્રગટ થયું 'ગુજરાતી.'

કિતવ–ઠગારો, કપટી. નિયમી–અંકુશમાં રાખી. જનકજા–સીતા. પંક્તિ ૭ થી ૧૨–પ્રિયતમાની સાથે વાંચેલાં શાકુન્તલ, ઉત્તરરામચરિત અને મેઘદૂતને‌ા આ પંક્તિઓમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પંક્તિ ૧૩ થી ૧૫–અને જીવનના કલહોથી ક્લાન્ત થયેલાં આપણાં બન્નેનાં હૃદયોએ મળીને, અત્યંત મધુર કાવ્યફળોનો આસ્વાદ લેતાં લેતાં અનેક રાત્રિઓ ગાળી. વદન–અબ્જ –વદનકમળ.

તને પૂછું મૈયા! (પૃ. ૧૬૨) પ્રગટ થયું 'લોકવાણી.'

આર્જવ–ઋજુતા; સરળતા.

भर्गो देवस्य धीमहि : (પૃ. ૧૬૪) પ્રગટ થયું 'પડકાર.'

વર–ઉત્તમ. કરથી–કિરણથી. આશા–દિશા. નવકાલ વિધાતા (૧) સૂર્ય; શ્લેષથી (૨) યુગવિધાયક વિભૂતિ. વરેણ્ય–ઇચ્છવા યોગ્ય.

પ્રેમતણી કલાથી : (પૃ. ૧૬૫.) કવિના મિત્ર ઉમેદભાઈ મણિયારના લગ્ન પ્રસંગે રચાયેલું.

'સન્ધ્યા તણા'ને બદલે 'સન્ધ્યા તણાં' વાંચવું. શોભન-સુન્દર.
પંક્તિ ૯, ૧૦-સરખાવો   पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमदुच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

બદલો! (પૃ. ૧૬૬) પ્રગટ થયું 'પ્રસ્થાન.'

કુરુક્ષેત્રના ખંડોની માફક, પ્રણયકાવ્યો પણ આ કવિની વિશિષ્ટતા છે. પ્રણયનાં, વિરહનાં, ઔત્સુક્યનાં અને પ્રણયજન્ય ઇર્ષ્યાનાં જે જે કાવ્યો આ કવિએ લખ્યાં છે તે સહુમાં આ કાવ્ય પોતાનું વિશિષ્ટ સ્થાન મેળવી લે છે. પોતાની પ્રિયતમાનાં ચરણમાં કવિ પોતાની મહત્ત્વાકાંક્ષાઓ, પોતાની સર્વ કવિતા અને પોતાના જીવનનો સમસ્ત રસ અર્પી દે છે; અને એ માટે કવિ પોતા માટે કશો ખાસ બદલો પણ માગતો નથી. એ તો સમસ્ત ઘનદળમાંથી, જેમ બીજાંને મળે છે તેમ પોતાને પણ જળનું એકાદ બિન્દુ મળે એમ ઇચ્છે છે. પણ કવિની એટલી આશા પણ સફળ નથી થતી. અને કવિની પ્રણયમૂર્તિ કવિના સમસ્ત અર્પણના બદલામાં પોતાનું સ્મિત એને આપતી નથી. કવિ, આથી, ઘડીક નિરાશ થાય છે. પણ તરત જ એને સમજાય છે કે આ જગતમાં જ્યાં વસ્તુમાત્રને પોતપોતાનું અને પરસ્પરસ્વતંત્ર મૂલ્ય હોય ત્યાં એક વસ્તુના બદલામાં બીજી વસ્તુ મળી કેમ શકે? ઉષા, સન્ધ્યા કે ચન્દ્રરેખા, આકાશગંગા કે શુક્રતારા, મેઘ કે સમુદ્રની ગર્જના, પુષ્પોના પરાગ કે કોયલનાં કૂજન, મયૂરની કેકા કે શિશુનું અનિમિત્ત હાસ કે માતૃત્વની લ્હાણ જેવો પ્રસ્નવ : આમાંનું કોઇ પણ અમુક વસ્તુના બદલામાં મળી શકતું નથી; તો પછી પ્રણય જેવા પ્રણયનું મૂલ્ય માગવું, તેના બદલામાં કંઇક પણ મળવાની આશા રાખવી એ અયોગ્ય નથી? કવિને પ્રણયનું આ રહસ્ય-પ્રણયની ધન્યતા પ્રણયના દાનસાતત્યમાં રહેલી છે, તેના પ્રત્યુપકારની આશામાં નહિ એ રહસ્ય-સમજાય છે ને તેની નિરાશાનું સમાધાન થાય છે.

સખી ! આજે : ( પૃ. ૧૬૯ ) પ્રગટ થયું 'શારદા.'

'વિહ્ગકલનાદો'ને બદલે 'વિહગકલનાદો' વાચવું. પ્રણયિનીના સહચારમાં પ્રકૃતિ નવી જ શોભા ધારણ કરી રહે છે.

સખ્યની ધન્યતા : ( પૃ. ૧૭૦ ) પ્રગટ થયું 'કુસુમ.'

નવા પ્રાણે : ( પૃ. ૧૭૧ ) અપ્રગટ.

અંહી–દેવલાલી બાલગૃહ, દેવલાલી કેમ્પમાં.

ઘડીક : ( પૃ. ૧૭૪ ) પ્રગટ થયું 'આરામ.'

વિરૂપ–કદરૂપી.

કહું હું ઉરને : ( પૃ. ૧૭૫ ) પ્રગટ થયું 'મોજમજાહ.'

'ઘડીક'માં સૂચવાતો પ્રણય વિશેનો વિચારપ્રવાહ આ કાવ્યમાં નવી દિશામાં આગળ વધે છે. મૃગજળ જેવા દૂર ને દૂર રહેતા પ્રણયને ઢૂંઢતા હૃદયને વ્યવહારુ બુદ્ધિ ઠપકો આપે છે : 'પ્રણય જેવી અશક્ય વસ્તુનો માર્ગ તેં ક્યાં લીધો ?' પણ હઠીલું હૃદય ઊંડી શ્રદ્ધાથી જવાબ આપે છે : 'પ્રણય અશક્ય હોય તો ભલે હોય; પણ એને આધારે જ મારો વિકાસ થાય છે. આમ જો મારું જીવન એના હાથમાં હોય તો મને મરણ પણ એના હાથે જ મળે તેમાં ખોટું શું ?' આમ 'ઘડીક'માં સૂચવાતી પ્રણય તરફની મુગ્ધ દૃષ્ટિ આ કાવ્યમાં દૃઢ શ્રદ્ધાનું રૂપ લે છે.

સાંપ્રત—વર્તમાન કાળ.

એને હાસ્યે : ( પૃ. ૧૭: ) પ્રગટ થયું 'પૂર્ણિમા.'

શ્રી ગુલાબકુંવરબા ઇન્ફન્ટ વેલફેર ઇન્સ્ટિટયૂટ, જામનગર,ના ઉદ્ઘાટન પ્રસંગે વાંચેલું. એને–બાળકને.

## મહત્ત્વની શુદ્ધિ

પૃ. ૧૫૬, પંક્તિ ૪૬૯, 'ઝરી' ને બદલે 'ઝૂરી' વાંચવું.

32669

